સરળ

# हिंदनी प्रजाना टूंका इतिहासनो संक्षिप्त.

સેહેલથી ઇતિહાસ યાદ રહે એવી ઉપયોગી
બાબતો અને હિંદની ઇંગ્રેજી રાજ્ય
પદ્ધતિ સહીત.

## डॉ. हंटर कृत

હિંદના ઇતિહાસની નવી આવૃતીના સુધારા વધારા સાથે.

તૈયાર કરનાર.

## महाशंकर इश्वरभाइ व्यास.

અમદાવાદ મિશન ગુજરાતી નિશાળોના સુપરવાયઝર.

આવૃતી ૫ મી.

અમદાવાદ

પારેખસાના રોઝાના મકાનમાં રાજનગર ટાઇપ ફાઉન્ડરી
પ્રિન્ટીંગ પ્રેસમાં નરસીંગભાઇ મુળજીએ છાપ્યો.

સંવત ૧૯૫૫ — સન ૧૮૯૯.

કીંમત ૦—૫—૬.

# હિંદના લોકના ટુંકા ઇતિહાસનો સંક્ષેપ.

## પ્રકરણ ૧ લું.

## દેશની ભૂગોળ.

**મર્યાદા**—હિંદ અથવા હિંદુસ્તાન એ ત્રિકોણ આકારે છે. એની ઉત્તરે હિમાલય પર્વત, પશ્ચિમે સુલેમાન તે હાલા પર્વત તથા અરબી સમુદ્ર; પુર્વે બ્રહ્મદેશ ને હિંદી મહાસાગર તેમજ દક્ષિણે પણ હિંદીમહાસાગર છે. આદેશને પહેલાં ભરતખંડ કહેતા હતા.

**હકીકત**—હિંદુસ્તાનની પૂર્વ પશ્ચિમ પોહોળાઈ તથા ઉત્તર દક્ષિણ લંબાઈ ૧૯૦૦ મૈલ અને વસ્તી ૨૮॥ કરોડ માણસની છે. રાજધાની કલકત્તા શેહેર છે. બીજા દેશથી હિંદમાં આવવાના જમીનના બે માર્ગછે. એક આફ્ગાનીસ્તાન તથા બલુચીસ્તાન અને બીજો બ્રહ્મદેશ છે.

**ત્રણ પ્રદેશ**—હિંદ ત્રણ પ્રદેશનો બનેલો છે. એક હિમાલયનો પ્રદેશ, બીજો નદીઓનો પ્રદેશ અને તીજો દક્ષિણ હિંદનો ઊંચો પ્રદેશ.

**હિમાલયનો પ્રદેશ**—એમાં હિમાલય તથા શીવાલીક પહાડો છે. હિમાલયનું મોટું શીખર એવરેસ્તછે. તે દુનીઆમાં સૌથી ઊંચું છે. એની ઉંચાઈ ૨૯૦૦૨ ફુટ છે. હિમાલયની ઉત્તરે મોટી ખીણો છે. તેમાંથી સિંધુ, સતલજ તથા બ્રહ્મપુત્રા વિગેરે નદીઓ નીકળે છે.

**ટિબેટ**—હિમાલયની ઉત્તરમાં ટિબેટનો ઊંચ પ્રદેશ છે. તે દુનીઆમાં સૌથી ઊંચોછે. એની ઊંચાઈ ૧૬,૦૦૦ ફુટ છે. હિંદુસ્તાનમાં ઉત્તર તરફથી આવવાનો રસ્તો ઘણો કઠણ છે, તોપણ હિંમતવાન વેપારીઓ ઘેટાં બકરાં ઓઠી ટટ્ટુ, ખચ્ચર તથા યક નામે ગાયો ને ઘેટાં વિગેરે ઉપર માલ નાખી લેઈ જાય છે તથા લાવે છે.

**શાખાના પર્વતો**—હિમાલયની શાખાના પર્વતો નાગ અને પત્કોય હિંદની ઈશાનમાં છે, તથા સફેદ કોહ, સુલેમાન ને હાલા નામે પર્વતો વાયવ્ય દિશામાંછે. એ વાયવ્ય દિશાના પર્વતોમાં ખૈબર, કુરમ, ગ્વાલરી અને બોલનઘાટ નામે ઘાટના રસ્તા છે.

**હિમાલયનું જળાશય**—હિમાલય એ મોટું જળાશય એટલે જળનો મોટો ખજાનોછે. એ ખજાનાનું જળ નદીઓવાટે હિંદને પહોંચે છે. તેથી હિંદને અન્ન પાણી વિગેરે સર્વ સામગ્રી મળે છે.

**વરસાદ**—ટિબેટમાં વરસાદ થોડો થાયછે કેમકે વરાળનાં વાદળાં હિમાલયમાં અથડાઈ વરસાદ કે બરફરૂપે ત્યાંજ અટકી પડે છે. અને એજ કારણથી હિમાલયની દક્ષિણમાં આસામના ચેરાપુંજી ડુંગરોમાં અતિશે વરસાદ પડેછે. લંડનમાં દરવર્ષે બેફુટ અને હિંદના મેદાનમા ૬ ફુટ થાયછે, પણ ચેરાપુંજીમાં ૩૦ ફુટ વરસે છે. સન ૧૮૬૧ માં ૬૭ ફુટ થયો હતો.

**હિમાલયનિ નીપજ**—હિમાલયમાં ઉપલા ભાગમાં ઘોળા પથ્થરના જથા થાયછે પણ નીચલા ભાગમાં વાંસની ઝાડીઓ ઉગેછે તથા દેોદ્રાદેદ્રા અને દેવદારનાં ઝાડ થાયછે. બીજી પેદાશમાં રાતી બાજરી જવ વિગેરે અનાજ અને બટાટાઈત્યાદિ શાક થાય છે. મધ અને ચા પણ થાયછે, વેપારની વસ્તુમાં ઈમારતી લાકડાં અને કોયલા છે.

**હિમાલયના જંગલનો નાશ**—જંગલનાં ઝાડો બળતણને માટે કાપી લેવામાં આવે છે તેથી તથા પહાડી લોકો ખેતીનેસારૂ જંગલો બાળી નાખેછે તેથી તેનો નાશ થાય છે.

**હિમાલયમાંથી નીકળનારી નદીઓ**—હિમાલયની ઉત્તરમાં આવેલી ખીણોમાંથી ઘણી નદીઓ નીકળે છે. તેમાં બ્રહ્મપુત્રા, સિંધુ, ગંગા અને સતલજ એ મુખ્ય છે. એ નદીઓનાં મૂળપાસે પાસે છે. સિંધુને સતલજ પ્રથમ પશ્ચિમ ભણી વહી હિમાલયની દક્ષિણ તરફ જાયછે તેમની લંબાઈ ૧૯૦૦ મૈલ છે.

**નદીઓનો પ્રવેશ**—બ્રહ્મપુત્રા, સિંધુ અને ગંગા તથા [illegible] અને તેને મળનારી નદીઓ જેભાગમાં વહેછે તેનેનદીઓનો પ્રદેશ કહે છે. એ પ્રદેશ ઘણો રસાળ છે તેમાં ૧૫ કરોડ માણુસની વસ્તીછે. એમાં દિલ્લી, પટણા અને કલકત્તા વીગેરે મોટા શેહેરો તથા મથુરાં, અલ્હાબાદ અને કાશી વિગેરે હિંદુની તિર્થની જગાઓ છે.

**નદિઓથી થતાં કામ**—નદીઓથી ડેલ્ટાની * જમીન તથા ખાડીઓ થાય છે, ખાડીઓનું પાણી ખેતરોને પાવાના કામમાં આવેછે. નદીઓ વાટે માલ વહાણમાં નાખી પરદેશ લેઈ જવાય છે તથા લવાય છે. નદીઓ જેમ ઊપયોગીછે તેમ નાશકારક પણ છે. કેમકે રેલ આવેછે તેથી ઢોર તથા આસપાસનાં ગામ તણાઈ જાયછે, તથા તેના પાણીથી સરદી થઈ રોગ ઊત્પન્ન થાય છે.

**બંગાળાનો પાક**—બંગાળાની જમીનમાં વરસમાં બે અને કેટલેક ઠેકાણે ત્રણ પાક થાયછે. તેમાં ડાંગર+ કેજપો અને તૃણ વૃક્ષ÷ મુખ્ય છે. વળી તેલીઆં બીઆં, તમાકુ, ગળી મસાલા, રંગ કરવાની વસ્તુઓ અને ચા થાયછે. વસ્ત્રની સામગ્રીમાં રેશમ શણ અને કપાસ થાય છે.

**દક્ષિણનો ઉંચ પ્રદેશ**—એદ્વિપકલ્પછે. એમાં મધ્ય પ્રાંત, વરાડ પ્રાંત, મદ્રાસ ઈલાકો, મુંબાઈ ઈલાકો, તથા મ્હેંસૂર સિંધિયા, હોલકર અને નિજામ તથા બીજાં ખંડીઆં સંસ્થાનોછે. એની પૂર્વ પશ્ચિમ પહાડો પડેલા છે ને વચમાં પણ પર્વત માળાછે. પશ્ચિમ છેડે આબુ અને પૂર્વ છેડે પારસનાથ નામે ડુંગરો શ્રાવકોનાં તિર્થછે. પૂર્વમાં અરવલ્લી વિં-

---

* ડેલ્ટા એટલે નદીઓના મુખ પાસેનો પ્રદેશ.

\+ બંગાળામાં ૫૦ થી વધારે જાતની ડાંગર થાય છે.

÷ તૃણવૃક્ષ એટલે સોપારી, નાળીએરી વિગરે.

* લાખ અને તરસ નામે હિરના કોસેટા જંગલમાંથી જડેછે.

ધ્યાચળ, સાતપુડા અને કાવમુર પર્વતો છેક રાજમહાલના ડુંગરો સુધીછે.

**દક્ષિણ ઉંચ ભુમિનો દેખાવ**—એ ત્રિકોણ પ્રદેશમાં મોટાં મોટાં વન, પર્વતો, શીખરો, ખેડાણવાળા પ્રદેશો તથા ઊંચાં મેદાનો છે. એ દેશ ટેકરા ટેકરી વાળો છે, કેમકે એમાં ઘણા પર્વતો આવેલા છે. પુર્વે રહેલા પર્વતને પુર્વઘાટ અને પશ્ચિમે રહેલા પર્વતને પશ્ચિમઘાટ અથવા સિંહ્યાદ્રી કહેછે. એ બંને નીલગીરીમાં જોડાઈ જાયછે. નીલગીરીમાં મોટાં શિખર ઉત્કમંડ અને દોદાબેતા છે.

**દક્ષિણની નદિઓ**—એમાં વિંધ્યાચળમાંથી નીકળનારી ચંબલા, શોણ વિગરે ઉત્તરની નદીઓ ગંગામાં અને દક્ષિણની નર્મદા તથા તાપી ખંભાતના અખાતમાં વહે છે. તેમજ ગોદાવરી કૃષ્ણા, કાવેરી વિગેરે સિંહ્યાદ્રીમાંથી નીકળી પૂર્વ તરફ બંગાળા અખાતમાં પડેછે.

**દક્ષિણનિ પેદાસ**—આ પ્રદેશમાં જંગલો ઘણાં છે. તેમાં સાલ આબનુસ,સીસવ. સાગ અને બીજાં ઇમારતી લાકડાં થાયછે, ખેતીની નીપજમાં ઘઉં, જુવાર, બાજરી અને બીજાં ઝીણાં ધાન્ય તથા તમાકુ શેરડી કપાસ ને કઠોળ થાયછે, ખનીજ પદાર્થમાં કોયલા, લોઢાની કાંકરી અને સોનું નીકળેછે, આગળ ગોવળકાંડામાંથી હીરા નીકળતા હતા.

**બ્રિટિશ બ્રહ્મદેશ**—એમાં ઇરાવદી નદીનો પ્રદેશ તથા મધ્યમાં ચોમા પર્વતની ડુંગરમાળા છે. એમાં ડાંગર, તમાકુ, તથા સાગ વીગેરે ઇમારતી લાકડાં થાયછે. એ દેશ ઈંગ્રેજ સરકારને તાબે છે ને સ્વતંત્ર બ્રહ્મદેશ હાલ ઈંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધોછે. એમાં ખનીજ પદાર્થોમાં કેરોસીન તેલ અને કલાઇની ખાણોછે. લોઢાની કાંકરી, સોનું અને તાંબુ પણ જડેછે. બ્રહ્મદેશમાં પુરૂષની પેઠે સ્ત્રીઓ પણ બીડીઓ પીએ છે

## પ્રકરણ ૨ જું.

## હિંદનો મુલક અને લોક.

**મુલક**—હિંદમાં બે પ્રકારના રાજ્યનો મુલક છે, એક ઈંગ્રેજી રાજ્યનો ને બીજો દેશી રાજ્યનો, ઈંગ્રેજી રાજ્યમાં ૨૨ કરોડ અને દેશી રાજ્યમાં ૬ાા કરોડ માણુસની વસ્તી છે. દેશી રાજાઓ બ્રિટિશ વાયસરાય અને તેના નીમેલા રેસીડેન્ટો કે પોલીટિકાલ અમલદારોની મદદથી રાજ્ય ચલાવે છે. દેશી રાજ્યના બાર ભાગ છે. તેમાંના રજપૂત સંસ્થાન, નિજામનું રાજ્ય, મધ્યહિંદ એજન્સીનું રાજ્ય, વડોદરાનું રાજ્ય અને મ્હેસુરનું રાજ્ય વાઇસિરાયની હકુમતમાં છે. ને બાકીનાં મણીપુરનું રાજ્ય અને મુંબઈ તથા મદ્રાસ, બંગાળા ને પંજાબ ઈલાકા તાબેનાં તથા વાયવ્યપ્રાંતો અને મધ્યપ્રાંતો તાબેનાં દેશી રાજ્યો સ્થાનીક અધિકારિઓના તાબામાં છે. તેમજ ફ્રેંચ સંસ્થાનો ફ્રેંચ ગવર્નરને તાબે અને પોર્તુગીઝ સંસ્થાનો પોર્તુગીઝ ગવર્નરને તાબે છે.

**બાર ઇંગ્રેજી પ્રાંતો**—ઈંગ્રેજી રાજ્યના પણ બાર ભાગ છે. તેમાં મુંબઈ ને મદ્રાસ ઈલાકામાં ગવર્નર અમલ કરે છે. તથા બંગાળા, પંજાબ ને વાયવ્યપ્રાંતોમાં લેફ્ટેનેન્ટ ગવર્નરનો અમલ છે. બાકીના અયોધ્યા, મધ્યપ્રાંત, બ્રિટિશબ્રહ્મદેશ, આસામ, વરાડ અને અજમેર તથા કુર્ગ ઉપર કમીસ્નર અધિકાર ચલાવે છે.

**હિંદની વસ્તી**—હિંદમાં બ્રિટિશ રાજ્યમાં ઘણી વસ્તી છે. પણ દેશી સંસ્થાનમાં એટલી નથી. બ્રિટિશ રાજ્યમાં દર ચોરસ મૈલ જમીનને ૨૨૬ માણુસનું પોષણ કરવું પડે છે, પણ દેશી સંસ્થાનોમાં તો માત્ર દર ચોરસ મૈલ જમીનને ૧૦૬ માણુસનુંજ પોષણ કરવું પડેછે.

**હિંદમાં મોટાં શેહેરો**—હિંદ એ મોટો ગામડીઓ મુલક છે. તેથી ઇંગ્લાંડની પેઠે મોટાં શેહેરો ઘણાં નથી પણ ગામડીઆ કસ્બા છે.

હિંદમાં શેહેરી માણસની વસ્તી ૧/૧૦ છે. બાકીનાં ગામડીઆં માણુસોછે.

**હિંદમાં ખેડુતોની વસ્તી**—હિંદમાં ખેડુતોની વસ્તી ઘણી છે, એટલે દર ચોરસ મૈલ જમીને ૬૪૦ ખેડુતોથી વધારે ખેડુતો છે. સરાસરી દર ખેડુત અડધા એકકર જમીન ઉપર ગુજરાન ચલાવે છે.

**હિંદના ખેડુતોની કુટેવ**—એમનામાં કુટેવ એ છે કે પોતાના જીલ્લામાં ખેડવાની જમીન પુરતી ન મળે તોપણ બીજા જીલ્લાની રસાળ ભોંય ખેડવા જતા નથી. હિંદમાં કેટલેક ઠેકાણે ખેડવાની જમીન મળતી નથી તેમ કેટલેક ઠેકાણે ખેડુત વિના જમીન પડી રહે છે.

**ભમતા ખેડુતોની ખેતીની રીત**—ભમતા ખેડુતો એટલે પહાડી લોકોની ખેતી કરવાની રીત એવી છે કે કોઈ કસવાળું જંગલ કાપી તેમાં ઉતાવળે એક પછી એક પાક ઉતારી બીજે ઠેકાણે જાય છે. ત્યાં પણ એમજ કરે છે.

**લોક**—હિંદમાં અનાર્ય, આર્ય, મિશ્ર (હિંદુ) અને મુસલમાન એ ચાર પ્રકારના લોક છે, તેમાં અનાર્ય અને આર્ય એ બે જાતના લોક પ્રાચિન એટલે ઇતિહાસ સમયની પેહેલાંના છે. બાકીના પછીથી આવ્યા.

# प्रकरण २ जुं.

## અનાર્ય લોક.

હિંદના અસલ વતનીને અનાર્ય કહે છે. તેઓની લખેલી હકીકત નથી. કેમકે તેઓને અક્ષરનું જ્ઞાન નહોતું. પણ તેઓના કેટલાક કામની નીશાનીઓ એટલે પાળીઆ, પથ્થરના ઢગલા વિગેરે ઉપરથી માલમ પડે છે કે તેઓ મડદાંને દાટતા અને માટીનાં પાતળાં વાસણ બનાવતા હતા, તથા લોઢાનાં હથિઆરોથી વઢતા અને સોના તથા તાંબાનાં ઘરેણાં પેહેરતા, એની પહેલાંના લોક ધાતુથી અજાણ્યા

હતા તેથી તે ચકમક કે પથ્થરનાં હથિઆરો વાપરતા હતા. તેમની નીશાનીઓ નર્મદાના પ્રદેશમાંથી આજ પણ જડે છે.

**અનાર્ય લોકનું વર્ણન**—આર્ય લોકે અનાર્ય લોકોને કાળી ચામડી અને ચપટાં નાકવાળા, કદરૂપા, યજ્ઞભંગ કરનારા, કાચું માંસ ખાનારા, કાયદા વગરના, યજ્ઞ નહીં કરનારા અને દેવ તથા વિધિ વગરના વર્ણવ્યાછે અને તેઓનાં નામ દસ્યુ એટલે દૈત્ય અને રાક્ષસ કહેલાં છે.

**અન્દામાન બેટના અનાર્યો**—એ બેટના રહેવાસીઓ પહેલાં જંગલી સ્થિતીમાં હતા. તેમને આરબ અને પ્રથમના યુરોપી વહાણવટીઓએ શ્વાનમુખા અને માણસને ખાનારા લખ્યા છે. સને ૧૮૫૫ માં ત્યાં ઈંગ્રેજી થાણું બેઠું તે વખતે એ લોકો નાગા ફરતા અને માણસના માંસનો ભક્ષ કરતા હતા તથા જન્મતા પેહેલાં છોકરાંનાં નામ સામાન્ય જાતીનાં પાડતા. તેઓ ખુશીને વખતે શરીરે રાતી ને શોકને વખતે કાળી માટી ચોપડતા હતા.

**મદ્રાસ ઈલાકાના અનાર્યો**—એ લોકો કેવળ જંગલી સ્થિતિના છે, એમાં પુલીઅર નામે લાંબા વાળવાળા જંગલી દેખાવના લોક છે તે ઉંદર અને બીજાં નહાનાં જનાવરોનો અહાર કરેછે અને દૈત્યોને પુજેછે. મુન્દવેદ નામે બીજી જાત મરૂડી કે કોતરમાં રહેછે. કદર નામે ત્રીજી જાતના જાડા હોઠ અને નાના શરીરવાળા છે, તે ડુંગરોના ધણી કહેવાય છે, તે તેમનાથી હલકી જાતો ઉપર અમલ કરેછે તથા શિકાર વડે ગુજરાન ચલાવે છે. નેર નામે ચોથી જાતછે. તેમાં એક સ્ત્રીને ઘણા ધણી કરવાને. ચાલછે. તેમનામાં વારસો બેનના છોકરાને મળે છે.

**મધ્યપ્રાંતના અનાર્યો**—એમાં ઘણી જાતના લોકછે પણ ગોંડ નામે જાતછે તે સુધરેલી છે. બાકીના જંગલી છે. તે શિકારવડે ગુજરાન ચલાવે છે. મારી જાતના લોક છે તે ઘણા સરમાળછે. તે અજાણ્યા માણસને દેખીને નાશી જાય છે ને ઘાસનાં ઝુપડાંમાં રહે છે.

**ઓઢીઆમાં પાંદડાં પેહેરનારા અનાર્યો**—ઓઢીઆમાં પતુઆ એટલે પાંદડાં પેહેરનારી એક જાત છે. આગળ તેમનાં બૈરાં નાગાં ફરતાં ને કેડે મણુકાની માળા બાંધી આગળ પાછળ પાંદડાનો ગુચ્છો લટકાવતાં હતાં પણ હાલ તે લુગડાં પેહેરતાં શીખ્યાં છે.

**હિમાલયના અનાર્યો**—હિમાલયમાં પણ ઘણા અનાર્યો વસે છે. આસામના ડુંગરી લોકમાં ગાઉનું માપ નથી. રસ્તામાં તમાકુ કેટલો ખાધો તથા પાન કેટલાં ચાવ્યાં તે ઉપરથી તેઓ ગાઉનું માપ ગણે છે. તેમને કામ કરવું ગમતું નથી. તેઓ વિકાળ કાળા અને ઠીંગણા છે. તેઓ આગળ લુંટવાનો ધંધો કરતા હતા.

**સુધરેલી અનાર્ય જાતો**—વેદના કવિઓએ વર્ણવેલી કેટલીએક અનાર્ય જાતો હજી પેહેલાંની સ્થિતિમાં છે પરંતુ તેમાંની સંતાલ અને કન્ધ એ બે જાતો સુધરેલી છે.

**સંતાલ લોક**—એ લોક નીચલા બંગાળામાં ગંગાના પ્રદેશને કાંઠે આવેલા ડુંગરોમાં રહે છે ને ખેતીનો ધંધો કરે છે. તેમના ગામનો રાજવહીવટ મુખીપટેલ કરેછે. તેઓમાં ઘણો સંપ હોય છે. જાત બહાર મુકવો એ તેમનામાં મોટામાં મોટી શિક્ષા છે. શિક્ષા માફ થવા માટે ગામને ઉજાણી તથા ચોખાનો દારૂ આપવાનો ચાલ છે.

**સંતાલ લોકનાં લગ્ન તથા મરણ**—સંતાલ લોકમાં બાળ લગ્ન નથી પણ ૧૫ થી ૧૭ વરસની ઉમરે જુવાન સ્ત્રીપુરૂષો મન ગમતાં લગ્ન કરેછે. લગ્નને અંતે કન્યાનાં સગાં બળતા અંગારાને સાંબેલાથી ખાંડી તથા પાણીથી ઓલવી પીએરીઆંનો સંબંધ તુટયાની નીશાની કરેછે. એ લોક પોતાની સ્ત્રીને માન આપેછે તથા પેહેલી વાંઝણી સિવાય બીજી પરણતા નથી. એમનામાં માણસ મરેછે ત્યારે તેને બાળે છે ને તેની ખોપરીના ત્રણ કડકા કરીને દામોદર નદીમાં નાખે છે.

**સંતાલ લોકનો ધર્મ**—તેઓ ધર્મ સંબંધી અજ્ઞાન છે તેથી

જગતના બનાવનાર મહાપ્રભુને જાણતા નથી. પણ રાક્ષસો તથા ભૂતોને પુજેછે ને તેમને પ્રસંન કરવા જનાવરોનો ભોગ આપેછે. ભૂત અને રાક્ષસનું રેઠાણ ઝાડમાં જાણી ઝાડને પુજેછે તથા તેની આસપાસ નાચેછે

**સંતાલ લોકનો ઈતિહાસ**—ગયા સૈકાની એટલે ૧૮ મા સૈકાની આખર સુધી તેઓ લૂટવાનો ધંધો કરતા હતા. પણ હાલ બ્રિટિશ અમલ નીચે તેઓ શાંતપણે ખેતી કરે છે. ને બાપનું દેવું આપવામાં આબરૂ માને છે. સને ૧૮૫૫ માં તેમણે તોફાન મચાવ્યું હતું.

**કન્ધ લોક**—કન્ધ એટલે પર્વતમાં રહેનાર. એ લોકો ઓડીઆના ડુંગરોમાં રહે છે. એમનામાં મુખ્ય સતા વડીલોના હાથમાં છે. બધા ભેગા રહી ઘરમાં મોટી માનું રાંધેલું જમે છે. એમના ટોળાની મોટી શાખામાં જે મોટો દીકરો હોય તે ટોળાનો નાયક થાય છે પણ તે લાયક ન હોય તો તેનો કાકો કે ભાઈ થાય છે.

**વઢવાડને સજા**—તેઓ આગળ ખૂનને સાટે ખૂન લેતા, બે વાર ચોરી સાબીત થએ જાત બહાર મુકતા ને વાંધો પતાવવા સમ ખવરાવતા હતા. એ લોકોમાં સ્ત્રીને મીલકત લેવાનો હક નથી.

**ખેતીની રીત**—એઓ જમીનનો કસ પહોચે ત્યાં સુધી તે ઠેકાણે રહી ખેતી કરે છે. કસ પુરો થએ બીજે ઠેકાણે જાય છે.

**લગ્નની રીત**—એલોકેમાં લગ્ન કરવાની રીત નથી પણ ઉજાણી કે જમણવારમાંથી કે મેળામાંથી કન્યા હરણ કરવાની એટલે બળાત્કારે લેઈ જવાની રીતછે. તેઓ વર કરતાં કન્યા મોટી ઉમરની પસંદ કરેછે.

**બીજી હકીકત**—કન્ધલોકને ખેતીને યુધ સિવાય બીજું કામ ગમતું નથી. બીજા ધંધા નીચી જાતના કન્ધ લોકો છે તે કરે છે, એ લોકો પણ સંતાલોની પેઠે ઘણા દેવોને માને છે. તેઓને પ્રસંન કરવા આગળ તેઓ નરમેધ એટલે માણસનો ભોગ આપતા હતા. સને૧૮૩૫

માં કન્ધ લોક બ્રિટિશ રાજ્યમાં દાખલ થયા ત્યારથી તેઓ શાંતિ તથા આબાદીમાં છે. તેમને નરમેધ કરવાની સરકારે મના કરી છે.

**ત્રણ અનાર્ય કુળ**—અનાર્ય લોક આખા હિંદમાં વિખરાયલા છે. તેઓ ત્રણ કુળના છે. એક કુળ હિમાલયની મર્યાદામાં વસે છે. બીજું કોલારી અથવા કોળી તેઓ દક્ષિણ તરફ વિંધ્યાચળની આસપાસ રહે છે. ત્રીજું દ્રાવિડ કુળ તેથી વધી દક્ષિણમાં કન્યાકુમારી સુધી છે.

**અનાર્ય લોકનાં લક્ષણ**--એ લોકો જોડે ભલમનસાઈએ વર્તવાથી તેઓ સાચા, શૂરા અને નિમકહલાલ તથા માયાળુ માલમ પડે છે. એમનામાં સારા સીપાઈ થવાનો ગુણ છે. ઈંગરેજોને દક્ષિણ હિંદ જીતવામાં અને પ્લાસીની લડાઈમાં એ જાતના સીપાઈઓએ ઘણી મદદ કરી હતી. તેમજ અફગાનલડાઈમાં માન પામેલી ગુરખા પલટણ પણ એ જાતની છે.

---

# प्रकरण ४ थुं.

## આર્ય લોક.

**આર્ય લોકનો મૂળ વાસ ને તેમનું ફેલાવું**—પ્રતાપી આર્ય લોકોનો મૂળ વાસ મધ્ય એશિયામાં હતો એમ જણાય છે. એ મૂળ રહેઠાણમાંથી તેમની જુદી જુદી શાખાઓ જુદી જુદી દિશામાં જઈને વશી. પશ્ચિમ તરફ જનારી શાખાના રોમ ગ્રીક અને ઇંગ્રેજી વિગેરે લોકછે. પૂર્વ તરફ ગએલી શાખામાં મુખ્ય બ્રાહ્મણ અને રજપૂત છે. એઓ પંજાબ અને હિમાલયના ઘાટોને માર્ગે હિંદુસ્થાનમાં પેસીને ફેલાયા.

**યુરોપ તથા હિંદનો પ્રાચિન ઇતિહાસ**—આર્ય લોકો પૂર્વે પશ્ચિમ વેરાયા ને ત્યાંના મૂળ વતનીઓને જીતી તેઓના ઉપર પોતાની સતા બેસાડી, એ બાબતનો ઇતિહાસ+ તે યુરોપ તથા હિંદનો પ્રાચિન

ઈતિહાસ છે.

**આર્યોનો મુળસ્થાનમાં અવસ્થા**—મૂળસ્થાનમાં આર્યો પોતાનાં ઢોરો સહિત ઘાસનાં અરણ્યમાં ભટકતા ને અનાજ પકવવાને સારૂ લાંબો મુકામ રાખી વસતા હતા. રાંધેલું અનાજ જંમતા અને લુગડાં વણવાનું તથા શીવવાનું જાણતા હતા. તથા લોઢાનાં હથિઆરોથી વઢતા. વેદના મંત્રો ઉપરથી માલમ પડે છે કે તેઓ અસલ ઠંડા મુલકમાં રહેતા હતા. કેમકે વેદના મંત્રોમાં “સતમ શરદમ” એ શબ્દોમાં સો શીયાળા સુધી જીવવાનું માગ્યું છે.

**યુરોપ તથા હિંદના પૂર્વજો મૂળે ભેગા રહેતા હતા**—એનાં ઘણાં પ્રમાણ છે. એકતો એ કે એમની ભાષાઓમાં ઘણું મળતાપણું છે. જેમકે સંસ્કૃતમાં માતૃ તેને ઈંગ્રેજીમાં મધર અને લેટીનમાં મેટર કહે છે. તેજ પ્રમાણે ભાઈ, બેન અને બાપનાં નામ પણ મળતાં છે. તેઓના ધર્મ પણ મૂળે એકજ હતા કેમકે તેમના દેવનાં નામ મળતાં છે. સંસ્કૃતમાં દેવ, લેટીનમાં ડીઉસ અને ગ્રીકમાં જીઉસ. તેજ પ્રમાણે વરૂણ, અગ્નિ વિગેરેનાં નામ પણ મળતાંછે.

**હિંદમાં આર્યોનું ફેલાવું**—હિંદના આર્યો પ્રથમ કાબુલમાં પછી ગંગા આગળ ને પછી દક્ષિણમાં ફેલાયા, પંજાબમાં તેઓ ઢોર ચારૂ સ્થિતી છોડી દેઈ સ્થાઈ ખેડુત થયા, ત્યાં બહુકાળ સુધી રહ્યા તેથી વેદમાં સિંધુ વગેરે નદીઓનાં ને હિમાલયનાં બહુ વખાણ કર્યાં છે. ને લખ્યું છે કે હિમાલયની ઉતરે દેવોને રહેવાનું સ્વર્ગ છે ને ભલા તથા શૂરા ત્યાં વિરામે છે.

**ઋગ્વેદ**—એ હિંદના આર્યો પંજાબમાં વસ્યા તેની નીશાનીનું મોટું પૂસ્તક છે, હિંદુઓ વેદને અનાદી એટલે ઇશ્વરકૃત માને છે ને બીજા પાંચ હજાર વરસ પહેલાં થયેલા માનેછે. રૂગ્વેદ સંહિતામાં ૧૦૧૭ સુ

કતો અને તે સુકતોમાં ૧૦૦૮ મંત્રોછે. ઋગ્વેદ સંહીતાથી હિંદનાપ્રાચિનઆર્યોની હાલત માલમપડે છે. હિંદના પ્રાચિન આર્યોમાં ઘણીજાતો નહોતી પણ ઘણું ગોત્રો હતાં. ગોરનું કામ ઘરનો પિતા કરતો હતો. સ્ત્રીઓ ભણેલી હતી. સતી થવાનો ચાલ નહોતો, ને ધણીધણીઆણી સંપથી રહેતાં હતાં. તેઓમાં લુહાર, કંસારા, સોની, સુતાર અને હજામ વિગેરેની કારીગરી હતી. તેઓ રથે ચઢી લડતા ને ઘોડે બેસતા હતા. પશુ એ એમનું મુખ્ય ધન હતું. ગો માંસ ખાતાને સોમ નામે કેફી વસ્તુ પીતા હતા તથા મડદાંને બાળતા હતા.

**વેદના દેવ**--વેદમાં વરૂણ, અગ્નિ, વાયુ અને સૂર્ય ઇત્યાદિ તેત્રીશ દેવોનું વર્ણન છે. તેમાંના ૧૧ દેવલોકમાં ૧૧ પૃથ્વી ઉપર અને ૧૧ અંતરિક્ષમાં વસે છે. (હમણાના હિંદુઓ તેત્રીસ કરોડ દેવ માને છે)

**વેદમાં પરમેશ્વર વિષે વિચાર**--વેદના કવિઓ ઇશ્વરના ઇંદ્રિ સોમ, વરૂણ ઇત્યાદિ હરકોઇ નામથી સ્તુતિ પ્રાથના કરતા તે વખતે તેનેજ જગતનો પેદા કરનાર, પાળનાર ને નિયમમાં રાખનાર તથા દેવોનો દેવ કરીને કહેતા હતા. તેથી જણાય છે કે તેઓ જગકર્તા ઇશ્વરને જાણતા હતા. વેદના મંત્રોમાં લખ્યું છે કે "આરંભમાં સુવર્ણ બાળક ઉદય પામ્યો. તે સર્વનો મૂળ જન્મેલો પ્રભુ હતો. તેણે પૃથ્વી ને આકાશ સ્થાપન કર્યા." ઇત્યાદિ—

**મૂળ વેદ અને પાછલાં વેદ શાસ્ત્ર**--મૂળ તો ઋગ્વેદ એ એકજ વેદ હતો. પણ તેમાંથી સામ, યજુર અનેઅથર્વ એ ત્રણ અનુષ્ઠાન ગ્રંથો બની ચાર વેદ થયા. દરેક વેદના પેટાંમાં સંહિતા, બ્રાહ્મણ અનેઉપનિષદનામે ગ્રંથોછે. સંહિતામાં સ્તુતિ પ્રાર્થનાછે. બ્રાહ્મણ એ ગધ ગ્રંથ છે તેમાં ઋષિ અને ગૃહસ્થોને કરવાનાં કર્મલખ્યાં છે.અને ઉપનિષદમાં આત્મા ને પરમાત્મા સબંધી વિચાર લખ્યા છે. વેદ પછી ૧૮પુ

રાણુ ને ૨૨ સ્મૃતિઓ થઈ. વેદ શ્રુતિ કહેવાય છે. શ્રુતિ એટલે પરમેશ્વરથી સાંભળેલું અને સ્મૃતિ એટલે યાદ આવેલું.

**મૂળ નાતો અને બ્રાહ્મણની મોટાઇ**—હિંદના આર્યોમાં પ્રથમ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર એ ચાર નાતો થઈ. તેમાં પેહેલી ત્રણ દ્વિજ એટલે બેવાર જન્મેલી કહેવાય છે. કેમકે એમને જનોઈનો સંસ્કાર છે. શૂદ્ર એ અનાર્ય કે જીતાએલા લોક છે. એમને ચાકરનાં કામ કરવાનાં હતાં. બ્રાહ્મણે વિદ્યાના બળવડે બોધ કરી જણાવ્યું કે અમને ઇશ્વર તરફથી મોટાઈ મળી છે. બ્રહ્માએ જગત સરજ્યું તેવખત તેના મૂખમાંથી બ્રહ્માણ નીકળ્યા, બાહુમાંથી ક્ષત્રી અને જાંગમાંથી વૈસ્ય તથા પગમાંથી શૂદ્ર નીકળ્યા.

**બ્રાહ્મણના ચાર આશ્રમ.**—બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વનપ્રસ્થાશ્રમ અને સન્યસ્ત એ બ્રાહ્મણોના ચાર આશ્રમ છે. પેહેલા આશ્રમમાં ગુરૂ પાસે રહી ભણવું, બીજા આશ્રમમાં સંસાર માંડવો અને ત્રીજા આશ્રમમાં વનમાં રહી ઇશ્વિર ભક્તિ કરવી તથા ચોથા આશ્રમમાં ઇશ્વિરમાં લીન થઈ જવું.

**વર્ણ ઓળખવાની નીશાનીઓ**—સુંદર ઘાટીલા હોઠ અને નાક, ગોરૂ મુખ તથા ઊંચું કપાળ ને નાળીએરના આકારની ખોપરી તથા શ્રેષ્ટાચારવાળો તે બ્રાહ્મણ; કાંસારંગી ગાલ અને મોટા અવયવ વાળો તથા નવરાસ ઉપર પ્રેમ રાખનાર તે ક્ષત્રી; કાળી ચામડી, ચપટાં નાક, જાડા હોઠ અને ટુંકાં શરીર તથા બંદુકની જોળી સરખું માથું તે શૂદ્ર.

**બ્રાહ્મણોની ધર્મવિદ્યા**—બ્રાહ્મણો ધર્મ સંબંધી વિચારમાં ઊંડા ઉતર્યા ને નિશ્ચય કર્યો કે અદ્વૈત પરમેશ્વર એક છે. પણ તેમણે એ વાત બીજાને ન જણવતાં તેઓને ઘણા દેવો માનવા દીધા એ તેમની ધર્મવિદ્યા છે.

**ત્રણ મુખ્ય દેવ**—બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ હિંદુના ત્રણ મુખ્ય દેવ છે. બ્રહ્મા સરજાવનાર, વિષ્ણુ પાળનાર અને શીવ નાશ કરનાર વિષ્ણુ અને શીવનાં નરનારી જુદાં જુદાં રૂપ તે હાલના હિંદુના દેવ છે,

**તત્વજ્ઞાનનાં શાસ્ત્રો**—ષડદર્શન એટલે સાંખ્ય, યોગ, ન્યાય વૈશેષિક તથા પૂર્વ મિમાંશા અને ઉતર મિમાંશા એ છ બ્રાહ્મણનાં તત્વજ્ઞાનનાં શાસ્ત્રો છે, એ બધાં ઇ. સ. પૂ. ૫૦૦ વરસ ઉપર રચાયાં હતાં. તે પછી ઇ. સ, પૂ. ૩૬૦ વરસ ઉપર પાણીનીય નામે પંડીતે કૌનોદી નામે સંસ્કૃત વ્યાકરણ રચ્યું.

**બ્રાહ્મણોનો વિદ્યાભ્યાસ**—આગળ બ્રાહ્મણો વિદ્યાભ્યાસ મોઢે ગોખીને કરતા હતા. કારણ કે લખવાની વિદ્યા ન હોતી. ગોખવાનું સહેલું હતું, કેમકે વેદ વિગેરે વિદ્યા કવિતામાં હતી. વેદ રચાયા પછી ગદ્યમાં લખવાનો ચાલ નીકળ્યો હતો પણ તે હાલ બંધ પડ્યો છે ને બે હજાર કરતાં વધારે વરસથી બ્રાહ્મણો શ્લોકમા (કવિતામાં) પુસ્તક રચેછે.

**બ્રાહ્મણોનું જયોતિષ શાસ્ત્ર**—બ્રાહ્મણોએ યજ્ઞોના દિવસ મુકરર કરવાને આકાશનું અવલોકન કર્યું ને જ્યોતિષશાસ્ત્ર રચ્યું. ઇ. સ. પૂ. ૩૦૦૦ વરસ ઉપર સૂર્ય વરસનો વર્તારો કરી વરસના દિવસ ૩૬૦ ઠરવ્યા. સવા પાંચ દિવસ ખુટે તેને સારૂ પાંચ પાંચ વરસે અધિક માસ રાખ્યો. બ્રાહ્મણોને ચંદ્રની કળાનું. ગ્રહોની ગતીનું અને રાસીચક્રનું તથા રાસીઓનું પણ જ્ઞાન હતું. જ્યોતિષશાસ્ત્રમાં, એટલે ખગોળવિદ્યામાં પાંચ મત છે. તેમાંનું રોમક મત તેમણે સિકંદરની સાથે આવેલા ગ્રીકો પાસેથી લીધું હતું. બ્રાહ્મણોના જ્યોતિષશાસ્ત્રના તરજુમા પ્રથમ આરબોએ કર્યા અને તે ઉપરથી યુરોપની બોલીઓમાં ભાષાંતર થયાં. એ રીતે જ્યોતિષ શાસ્ત્ર હિંદમાંથી યુરોપમાં ગયું.

**જયોતિષ શાસ્ત્રની પડતી**—ઇ. સ. ૧૦૦૦ ને મારેસુ મુસલ-

માનો હિંદમાં લૂટવા તથા ઉજડ કરવા લાગ્યા ત્યારથી બ્રાહ્મણોના જ્યોતિષ શાસ્ત્રની પડતી થવા લાગી. તોપણ તેમાં વખતે વખત આર્યભટ ભાસ્કરાચાર્ય વિગેરે ઉત્તમ ખગોળવેત્તા ઉત્પન્ન થયેલા છે. તેમનાં કાશી ઉજ્જન વિગેરેનિરિક્ષા સ્થળો હતાં. ફ્રેંચ ખગોળવેતા દિલાહૈરની, તારાની યાદી ઈ.સ. ૧૭૦૨માં જયપુરના મહારાજા જયસિંહે સુધારી આપીછે.

**વૈધક શાસ્ત્ર**--બ્રાહ્મણો વૈધકશાસ્ત્રમાં પણ ઊંડા ઉતરેલાછે. એ શાસ્ત્રનો અભ્યાસ કરી તેમણે તેને પૂર્ણકળાએ પહોચાડયું હતું. વૈધક શાસ્ત્ર ઉપવેદમાં ગણાય છે. આયુર્વેદનામે મોટું વૈધકનું પુસ્તક છે. તે ઉપરથી બીજા વૈધકના ગ્રંથો બન્યા છે. બ્રાહ્મણો જનાવરોનાં મડદાંચીરતા અને માંસને બદલે પાટલા ઉપર મીણના થર કરી છોડવાતી ડાળીઓવડે છેદવાની કળા વિધાર્થીઓને શીખવતા હતા. એ શાસ્ત્રના તરજુમા પણ પ્રથમ આરબોએ કર્યા અને ત્યાંથી પછી યુરોપની બોલીઓમાં લખાયું.

**વૈધકશાસ્ત્રની પડતી**--વૈદકવિધામાં, ચરક, સુશ્રુત, વિગેરે મોટા પંડીત થયા. અને તેમણે એ સબંધી મોટા મોટા ગ્રંથો લખ્યા. પણ હાલના હિંદુધર્મના વેહેમને લીધે તેની પડતી થઈ. હિંદુઓ મડદાંને તથા માંસને અડકતાં અભડાવા લાગ્યા. તેથી કરીને એ વિધા વૈસ્ય જાતના હાથમાં ગઇ. તે પણ મડદાં ચીરવાથી વેગળા રહ્યા તેથી વૈદક વિધાની છેક પડતી થઇ ને આખરે ગામડીયા ઊંટ વૈદુ રહ્યું. પણ હાલ ઇંગ્રેજી રાજ્યમાં તે પાછી ખીલવા માંડી છે. હિંદુ વૈદરાજ ચરકનુંમત યુરોપમાં પણ પ્રમાણ ગણવામાં આવે છે.

**સંગીત શાસ્ત્ર**--સંગીત એટલે ગાયનશાસ્ત્રનો પણ હિંદુઓએ સારો શોધ કર્યોછે, એમણે પ્રથમ ઈ. સ.પૂ. ૪૦૦ વરસ ઉપર ગાયનના સાત શૂર શોધી કહાડયા તે ઇરાનને અરબસ્તાન થઇ ઈ.સ. ૧૧ માં સૈકામાં યુરોપના ગાયનમાં દાખલ થયા. મુસલમાનના વખતમાં એ

ની પણ પડતી થઈ. ગાયનમાં ૩૬ રાગ ને ૭૨ રાગણીઓછે. હિંદુ ગાયનમાં ઋતુ, દિવસ અને વખતે વખતનાં ગાયનો છે. ગાયનનું ગાંધર્વવેદ નામે મોટું પુસ્તક છે.

**બ્રાહ્મણનાંધર્મશાસ્ત્ર**--ગૃહ્યસુત્ર તથા મનુ અને યાજ્ઞવલ્ક્ય વિગેરે સ્મૃતિઓ બ્રાહ્મણનાં ધર્મશાસ્ત્રછે. એમાં ત્રણ ભાગછે, ૧ **આચારાધ્યાય**--એમાં ઘર અને સંસારના અધિકાર તથા કર્તવ્યો છે. ૨. **વ્યવહારાધ્યાય**--એમાં ન્યાય પ્રકરણ છે. ૩ **પ્રાશ્ચિતાધ્યાય** એમાં ધર્મનાં લગતાં પાપના પ્રાયશ્ચિત કરવાની ક્રિયા અને તપ સબંધી છે. એશાસ્ત્રોમાં લગ્ન, વારસોઅને ખાવાપીવા વિગેરેના ઘણા નિયમોછે.

**બ્રાહ્મણોની કવિતા**--બ્રાહ્મણો કવિપણ હતા.તેમણે વરસવાર ઇતિહાસ લખ્યો નથી પણ પ્રાચિનલડાઇઓઅને શૂરવીરનાં ચરિત્ર કવિતામાં વર્ણવ્યાં છે.એ કવિતાઓમાં મહાભારત અને રામાયણ મુખ્ય છે

**મહાભારત**—મહાભારતની કથા વેદના જેટલી જુનીછે. એનો આરંભ ઈ. સ. પૂ. ૧૨૦૦ પેહેલાંનો છે.એમાં બે લાખ ને ૨૦હજાર લીટીઓ છે.એમાંમુખ્ય વાર્તા ચંદ્રવંશી રાજ્યનાં કૌરવ અને પાંડવ નામે બે કુટુંબ દિલ્લીની પાસેના કેટલાક મુલકને સારૂ વઢયાં એ વાર્તાછે. એ વિના એમાં આગળની બીજી કથાઓ, દેવોની વાતો, ક્ષત્રીઓની ફરજો અને તેમને બ્રાહ્મણોને માન આપવાની જરૂર તથા જ્ઞાન અને ધર્મના ઉપદેશો છે, સામટે મેળે જોતાં મહાભારત એ જ્ઞાનનો મોટો ભંડાર છે. એનો રચનાર મહામુની વ્યાસ કહેવાય છે.

**મહાભારતનો સાર**—ચંદ્રવંશી રાજા પાંડુ અને ધૃતરાષ્ટ્રઓ બે ભાઇઓ હતા.તેમાં ધૃતરાષ્ટ્ર આંધળો હતો. તેને સો છોકરા હતા તો તેમના પૂર્વજ કુરૂના નામથી કૌરવ કહેવાતા. પાંડુ રાજાને યુધિષ્ટર, અર્જુન, ભીમ, નીકુળ અને સહદેવ નામે પાચ દીકરા હતા,એ એથના બાપ

પાંડુ નામ ઉપરથી પાંડવ કહેવાતા હતા. કૌરવમાં વડો દુર્યોધન હતો. પાંડુરાજા શાપને લીધે રાજ તથા કુટુંબ ધૃતરાષ્ટ્રને સોંપી વનમાં રહેવા ગયા ને ત્યાંજ મરી ગયા. ધૃતરાષ્ટ્રે પાંચ ભત્રિજાને ભણાવી હુશીઆર કર્યા ને તેમાંથી મોટા યુધિષ્ટરને રાજનો વારસ ઠરાવ્યો, તેથી કૌરવોને અદેખાઈ આવી. તેમણે પાંડવોને જુગટું રમાડી બે વાર હરાવી વનમાં કઢાડયા. સ્વયંવરમાં અરજુને મચ્છવેધ કરવાથી પાંચ ભાઇ વચ્ચે પરણેલી દ્રૌપદી પણ સાથે ગઇ. વનવાસની મુદત પુરી થએ પાંડવો રાજનો ભાગ લેવા આવ્યા ત્યારે કૌરવોએ તે ન આપ્યો. દ્વારકાંના રાજા કૃષ્ણ જેને હિંદુઓ પરમેશ્વરનો અવતાર કહેછે તેણે સમજાવ્યા પણ કૌરવોએ માન્યું નહીં. તેથી કુરૂક્ષેત્રમાં મોટી લડાઈ થઈ. ૧૮ દિવસ યુદ્ધ ચાલ્યું. તેમાં કૌરવો હાર્યા ને તેમનો નાશ થયો. તેમ પાંચ પાંડવોના પણ અભિમન્યુ વિગેરે જોદ્ધા મરાયા. પાંડવો લાંબો વખત રાજ ભોગવી તથા અશ્વમેધ યજ્ઞ કરી સુકિર્તિ પામ્યા. આંધળો ધૃતરાષ્ટ્ર પુત્રના શોકથી વનમાં જઇ રહ્યો ને ત્યાં મરણ પામ્યો. પાંડવો પણ કુટુંબ કલેશથી અને સગાંવહાલાંના નાશથી ખેદ પામ્યા તેથી તેમણે અરજુનના દિકરા અભિમન્યુના પુત્ર પરિક્ષિતને રાજ આપી દ્રૌપદી સહવર્તમાન સ્વદેહે સ્વર્ગમાં જવા પોતાના વિશ્વાસુ કુતરા સાથે હિમાલય ઉપર ચડયા. તેમાં સત્યવાદી યુધિષ્ટર અને કુતરા સિવાય સર્વે મરણ પામ્યા. મહાભારતની કથાના ૧૮ ભાગ છે, તે દરેકને પર્વ કહેછે.

**રામાયણ**—એમાં અયોધ્યાના સૂર્યવંશી રાજા રામચંદ્રે લંકાંના રાવણ રાજા ઉપર સ્વારી કરી તેનું વર્ણન છે. એમાં ૪૮ હજાર લીટીઓ છે. એનો કર્તા આદ્ય કવિ વાલ્મીક છે. એ ઇ. સ. પૂ. ૧૦૦૦ વરસ ઉપર બનેલું કહેવાય છે.

**રામાયણનો સાર**—અયોધ્યાના સૂર્યવંશી રાજા દશરથને કૌ-

સલ્યા, સુમિત્રા અને કેકે એ ત્રણ રાણીઓ હતી. તેમાં કૌસલ્યાને પેટે રામ, સુમિત્રાને પેટે લક્ષ્મણ અને કેકેને પેટે ભરત તથા શત્રુઘ્ન જન્મ્યા હતા. દશરથ રાજા ઘરડા થયા ત્યારે તેમણે વડા કુંવર રામચંદ્રજીને યુવરાજ નીમ્યા. તેથી કેકેને અદેખાઇ આવી. માટે તેણે આગલું વચન માગેલું યાદ દેવડાવી પોતાના દિકરા ભરતને રાજ આપવા અને રામને વનમાં જવા દશરથને કહ્યું. આથી દશરથ નારાજ થયા પણ પોતાનું વચન પાળવા રામને દેશવટો દીધો. સ્વયંવરમાં ધનુષ્ય વાંકુ વાળી જનકની દીકરી સીતાને રામચંદ્રજી પરણ્યા હતા. તે સીતા તથા પોતાના ભાઇ લક્ષ્મણ સાથે રામચંદ્રજી વનમાં ગયા. થોડે દિવસે દશરથ મરણ પામ્યા. ભરતે ગાદીએ ન બેસતાં રામને નામે રાજ ચલાવ્યું. રામ ગોદાવરીને તીરે હતા ત્યાં લંકાના રાજા રાવણની બેન સુર્પનખા લક્ષ્મણને પરણવા આવી પણ લક્ષ્મણ તેને પરણ્યા નહીં ને તેનાં નાક કાન કાપ્યાં તેથી રાવણ ગુસ્સે થયો ને સીતાને હરી ગયો. રામે દક્ષિણમાં જઇ અનાર્ય જંગલી લોક જેને રામાયણમાં વાંદરાં, રીંછ વિગેરે કહ્યાંછે તેમની સેન્યા ભેગી કરી રાવણ તથા તેના ભાઇ કુંભકરણને માર્યા ને વિભિષણ જે રાવણનો ત્રીજો ભાઇ હતો તેને રાજ આપ્યું. તે પછી રામચંદ્રજી સીતાને લઇ અયોધ્યે આવ્યા ને ઘણાં વરસ રાજ ભોગવી પ્રજાને સુખ દીધુ. તેથી આજ પણ લોકો રામરાજને સંભારે છે. સીતા એ મોટી સતી હતી. તેણે સંકટમાં પણ પોતાનુ સતીપણું જાળવ્યું છે. રામની સેનામાં હનુમાન એ મોટો સેનાપતિ હતો. તેણેજ સીતાનો શોધ મેળવી આપ્યો હતો. એ વિના નળ, નીલ, સુગ્રીવ વિગેરે સરદારો રામની સેનામાં હતા. તેમજ રાવણની સેનામાં કુંભકરણ ઇંદ્રજીત વિગેરે મોટા જોદ્ધા હતા. રામચંદ્રજીએ લશ્કર લઇ જવાને હિંદુસ્તાન ને લંકા વચ્ચે પાગ બાંધી હતી તેની એંધાણીઓ હજુ પણ

છે. તે રામનો સેતુ કહેવાય છે. રામાયણની કથાના સાત ભાગ છે. તે દરેક ભાગને કાંડ કહે છે.

**બીજાં વિરરસ કાવ્યો**—મહાભારત અને રામાયણ સિવાય બીજાં ઘણાં વિરરસ કાવ્યો છે. તેમાં વિરચરિત્રને હામે દેવોની કથા વધારે છે. બીજાં કાવ્યોમાં રઘુવંશ, કુંમાર, સંભવ, માઘ, નૈશદ, કિરાત, રૂતુસંહાર, મેઘદૂત વિગેરે ઘણાં કાવ્યો છે. તેમાં રઘુવંશને કુંમાર પહેલે નંબરે છે. રઘુવંશમાં અયોધ્યાના રાજા રઘુ અને તેના વંશજ રામનું ચરિત્ર વર્ણવ્યું છે. ને કુમારસંભવમાં યુદ્ધના દેવ કાર્તિકેયનું જન્મ ચરિત્ર છે એ કાવ્યો મહા કવિ કાળીદાસનાં રચેલાં છે.

**સંસ્કૃત નાટકો**—સંસ્કૃત નાટકનો પિતા એટલે ઉત્પન્ન કર્તા મહા કવિ કાલિદાસ કહેવાય છે. ઉજ્જનનો રાજા વિક્રમ જેના નામથી સંવત ચાલે છે. તેના દરબારમાં મુખ્ય પંડિતો હતા તે નવ રત્ન કહેવાતા, તેમાં કાલિદાસ એક હતો. એ કાલિદાસે શકુંતલા, મૃચ્છકટી અને વિક્રમોર્વેશી વિગેરે નાટક બનાવ્યાં છે. નૃત્ય ઉપરથી નાટક થયું છે. એનો અર્થ નાચવું એવો થાય છે.

**શકુંતલા નાટક**—એ ઘણું વખણાએલું છે. એના યુરોપ અને બીજા દેશની બોલીઓમાં તરજુમા પણ થયા છે. શકુંતલા નાટકમાં ખોવાએલી વિંટી વિષે વાત છે. તે એવી કે–ઉત્તર હિંદમાં ચંદ્રવંશી દુષ્યંત નામે રાજા હતો. તે વનમાં શિકારે ગયો. ત્યાં કણ્વ રૂષિના આશ્રમમાં શકુંતલા નામે કન્યા સાથે તે પરણ્યો ને નિશાની દાખલ તેને વિંટી આપી. એ વિંટી તેણે ખોઇ. શકુંતલાને ભરત નામે દિકરો થયો. તેને લેઈ તે દૂષ્યંત રાજાને દરબારે ગઇ. પણ ત્યાં તેને નિશાની વિના ઓળખી નહીં, તેથી તે ઘણું દુઃખ અને ખેદ પામી. આખરે વિંટી જડી ત્યારે રાજાએ કબુલ કરી ને સર્વે સુખીયાં થયાં.

ભરત એ મોટો પ્રતાપી રાજા થયો. એના નામ ઉપરથી ભરતખંડ કહેવાય છે. મૃચ્છકટીમાં નિરઅપરાધીનું ઉગરવું ને અપરાધીનું સજા પામવું તથા નળ નામે જુગારી રાજા અને તેની પતિવ્રતા દમયંતી રાણીની વાત છે. વિક્રમેર્વશીમાં વિક્રમ અને ઉર્વશીની વાર્તા છે.

**પશુ વાર્તા**—સંસ્કૃતમાં પંચતંત્ર નામે પશુવાર્તા છે. એ વિષ્ણુશર્માએ બનાવી છે એની વાતો શીખામણ લેવા યોગ્ય છે. તેથી લોકોને બહુ ગમે છે એના ઘણી ભાષામાં તરજુમા પણ થયા છે.

**સંસ્કૃત ગાયન**—ગીતગોવિંદ એ સંસ્કૃત ગાયન છે. એમાં કૃષ્ણની સ્તુતિ છે. એ ઇ. સ. ૧૨૦૦ ની સાલમાં જયદેવે રચ્યું.

---

# प्रकरण ५ मुं.

## બુદ્ધધર્મ ઈ. સ. પે. ૫૪૩ થી ઇ. સ. ૧૦૦૦ સુધી.

**બુદ્ધ ધર્મનો ઉદય**—ઇ. સ. પે. ૫૪૩ માં બુદ્ધ ધર્મનો ઉદય થયો. એ ધર્મનો સ્થાપનાર ગૌતમ બુદ્ધ હતો. તે ઉપરથી એનું નામ બુદ્ધ ધર્મ પડ્યું. એના સામા બ્રાહ્મણ ધર્મના લોકો ૧૦૦૦ વરસ લગી લડયા ને હિંદમાંથી તેને હાંકી કહાડયો. તે બીજા દેશમાં પ્રસર્યો. ત્યાં એને માનનારા દુનિઆમાં બીજા ધર્મ કરતાં વિશેષ છે.

**બુદ્ધનું જન્મ ચરિત્ર**—એ કપિલવસ્તુના સુધ્ધોદન રાજાનો એકનો એક દીકરો હતો. તે નાનપણમાં એકાંત વાસમાં સઘળો વખત ગુમાવતો હતો. તોપણ મોટી ઉમ્મરે થતાં સ્વયંવરમાં પરાક્રમ કરી સ્ત્રી પરણ્યો. તેને એક દીકરો થયો ત્યાં લગી તે સંસારમાં રહ્યો ત્યાર પછી ૩૦ વરસની ઉમ્મરે તે વનમાં ગયો ને મહા વૈરાગ્ય પામ્યો. એ વખતે પાંચ શિષ્યો એની સાથે હતા. જે ઠેકાણે બુધ્ધે તપ કર્યું છે, તે ઠેકાણે હાલ બુદ્ધ ગયાનું દેરૂં છે.

**બુદ્ધનો જાહેર ઉપદેશ**—બુદ્ધે પાંચ વરસ તપ કર્યું. પણ તેના મનની શાંતિ થઇ નહીં. તેથી તેણે ઉપદેશ કરવા માંડયો. એ ઉપદેશ એણે પોતાની ઉમરના ૩૬ થી ૮૦ વરસ સુધી કર્યો. તેણે તમામ જાતનાં સ્ત્રી પુરૂષોને સરખો બોધ કર્યો. એના પહેલા શિષ્યો સ્ત્રીઓ હતી. પાછીથી આઠ શિષ્યો ભેગા થયા. તેમને તેણે " હવે તમે જાઓ ને સર્વોત્તમ શાસ્ત્ર શીખવો " એમ કહીને પાસેના દેશમાં ઉપદેશ કરવા મોકલ્યા. પોતે પણ ઉપદેશ કરતો ફર્યો. તે સાધુને વેશે પોતાના બાપના મેહેલમાં ગયો ને પોતાના બાપને તથા પોતાના દીકરાને અને પોતાની સ્ત્રીને ઉપદેશ કર્યો. તેથી એની સ્ત્રી આરજા થઇ.

**બુદ્ધનું મરણ**—બુદ્ધ ૮૦ વરસની ઉમરે વડની છાયા તળે ઇ. સ. પૂ ૫૪૩માં મરણ પામ્યો. તેણે મરતા વખતે પોતાના શિષ્યોને ઉપદેશ આપ્યો ને કહ્યું કે " ઉમંગી થજો, વિચારવંત થજો, પવિત્ર થજો, તમારા પોતાના હૃદય ઉપર દઢ નિશ્ચા રાખજો, જે માણસ શાસ્ત્ર પ્રમાણે દઢતાથી વર્તેછે ને નીતિ પાળેછે અને હિંમત હારતો નથી તે ભવસાગર તરશે. હું જવા ઇચ્છુંછું. હું અનંત નિર્વાણ ઇચ્છુંછું "

**બુદ્ધ થયોજ નથી**—કેટલાક કહે છે કે બુદ્ધ થયોજ નથી, એ ધર્મ બ્રાહ્મણ ધર્મના તત્વજ્ઞાન અને ધર્મ ઉપરથી કપિલમુનીના સાંખ્ય મતને આધારે થયો છે. બુદ્ધનું જન્મ નગર કપીલ વસ્તુ એ કપિલમુનીનો આશ્રમ છે. કપિલમતમાં માયા કે ભ્રાંતિવાદ છે તે ઉપરથી બુદ્ધની માનુ નામ માયાદેવી ઠરાવી છે. વળી બુદ્ધ નામ પણ કોઇ પુરૂષનું નથી. બુદ્ધ એટલે જ્ઞાની અથવા ઉપદેશક એવો અર્થ છે.

**બુદ્ધ ધર્મનું મૂળતત્વ**—બુદ્ધધર્મનું મૂળતત્વ એ છે કે ફળ દાતા કર્મ છે. એટલે માણસ જેવું કરે તેવું પામે માટે કલ્યાણ કે અકલ્યાણ કરવું એ માણસના પોતાના હાથમાં છે. અને પરમેશ્વરની કંઇ પણ

ગરજ નથી.

**આત્માનું નિર્વાણ**—જન્મ મરણથી છુટી અખીલ આત્મામાં પોતાના આત્માને ભેળી દેવો તે આત્માનું નિર્વાણ છે. નિર્વાણ એટલે વિરામ. અર્થાત જન્મ મરણનો ફેરો ટળવો તે. અથવા મોક્ષ. બુધ્ધે નિર્વાણ પામવાને માટે દયા, દાન, તપ અને નીતિ તથા મનનો કબજો રાખવાને કહ્યું છે. બ્રાહ્મણના યજ્ઞને ઠેકાણે બુધ્ધે ત્રણ મોટી ફરજો બતાવી છે. તે એ કે સમ એટલે ઇદ્રિઓને વશ રાખવી તથા બીજા મનુષ્ય ઉપર હેત રાખવું અને જીવ દયા પાળવી.

**બુદ્ધ ધર્મનો ફેલાવો**—બુધ્ધે ધર્મનો ફેલાવો કરવા સારૂ પોતાના શિષ્યો તથા જતીઓ પરદેશમાં મોકલ્યા. તેમણે ઉપદેશ કરી બુદ્ધ ધર્મનો ફેલાવો કર્યો. બુધ્ધે ઉપદેશ કરવામાં જાતિભેદ રાખ્યો નથી પણ સર્વ જાતના લોકોને સરખો બોધ આપ્યો છે.

**બુદ્ધ ધર્મની સભા**—બુદ્ધના મરણ પછી તેના શિષ્યોની પહેલી સભા પટણાની પાસેની ગુફામાં મળી હતી. તેમાં ૫૦૦ શિષ્યો હતા. તેમણે બુધ્ધે કહેલાં વચન, તેના નિતિના નિયમ અને તેના ધર્મના મત એ ત્રણનો સંગ્રહ કર્યો. બીજી સભા. ઈ. સ. પૂ. ૪૪૩ માં મળી હતી. તેણે બુદ્ધના મતને વધારે માનનારા અને ઓછા માનનારા વચ્ચે વાંધા પતાવ્યા. એમાં ૭૦૦ શિષ્યો હતા.

**બુધ્ધ ધર્મી રાજાઓ**—બુધ્ધ ધર્મી રાજાઓમાં મુખ્ય મગધનો અશોક, વાયવ્ય હિંદનો કનિષ્ક અને ઉત્તર હિંદનો શિલદિત્ય એ ત્રણ થયા. એ રાજાઓએ પોતે બુધ્ધ ધર્મ પાળી એ ધર્મનો મહીમા વધાર્યો.

**અશોક**—ઈ. સ. પૂ ૨૫૭માં એ ધર્મમાં ભળ્યો. એણે ૬૪૦૦૦ ગોરજીઓને આશ્રમ આપી પોતાના રાજમાં ઘણા અપાસરા સ્થાપ્યા. તેથી એનું રાજ આજ પણ બિહાર એટલે મઠભૂમી કહેવાય

ના. પણ તેણે એ ધર્મને રાજધર્મ કર્યો ને તેને ફેલાવવા સાધુઓ મો-કલ્યા. તથા તેનો નિશ્ચય કરવા ઇ. સ. પૂ. ૨૪૪માં પટણામાં ત્રીજી બોધ સભા કરી. તેમાં ૧ હજાર બુદ્ધ ધર્મના વડીલો હતા. તેમણે બુદ્ધ જતીઓને નામે કેટલાક ઠગારા લોકો પોતાનો મત ચલાવતા હતા તે સુધાર્યું. અશોકે બુદ્ધ ધર્મ ચોખો રાખવા તથા તેને ફેલાવવા બં-દોબસ્ત કર્યો તથા જીવદયાને સારૂ રસ્તા ઉપર કુવા ખોદાવ્યા, ઝાડ ડટાવ્યાં ને ધર્મશાળાઓ તથા પાંજરા પોળો કરાવી.

**કનિષ્ક**—એ ઇ. સ. ૪૦ માં સિથીઅન જાતનો વાયવ્ય હિંદનો રાજા હતો. એણે બૌદ્ધ ધર્મની ચોથી કે છેલ્લી સભા ભરી બૌદ્ધ મતનું ફરી શોધન કર્યું. એનો ઠરાવેલો ઉત્તર ગ્રંથ ચીનનો રાજ ધર્મ થયો. એ ધર્મ ટિબેટ, તાર્તરી, ચીન અને જાપાનમાં અધાપિ ચાલેછે.

**શિલાદિત્ય**--એણે અશોકની પેઠે બુદ્ધ ધર્મને ઘણો આશ્રય આપ્યો ઇ. સ. ૬૩૪ માં બુદ્ધ ધર્મ માનનારાઓની તથા બ્રાહ્મણ ધર્મ માનનારાઓની સભા બોલાવી. તેમાં ૨૧ ખંડીઆ રાજાઓ પોતાના રાજના વિદ્વાન જતીઓ અને બ્રાહ્મણો સાથે આવ્યા હતા. પ્રથમ બ્રાહ્મણો અને બૌદ્ધોનો સંવાદ થયો. પછી કનિષ્કના ઉત્તર ગ્રં-થો અને અશોકના દક્ષિણ ગ્રંથો માનનારા વચ્ચે વાદ થયો. એ સ-ભામાં પેહેલે દિવસે બુદ્ધની, બીજે દિવસે સૂર્યની અને ત્રીજે દિવસે શિવની મૂર્ત્તિ સ્થાપન કરી હતી.

**શિલાદિત્યની ખેરાત**--શિલાદિત્ય દર પાંચ પાંચ વરસે અ-લ્હાબાદના ક્ષેત્રમાં પોતાના બધા તાબેદાર રાજા અને લોક સમુદાયને ૭૫ દિવસ જમાડતો અને મેહેલની તમામ દોલત ભીખારીઓને આપી દેતો હતો. એટલુંજ નહી પણ ઓચ્છવને છેલ્લે દિવસે તો બુદ્ધનો મહા વૈરાગ્ય સંભારવાને પોતાના અંગનાં ઘરેણાં ને લુગડાં સુદ્ધાં પણ

આપી દેઈ ભીખારીનું વસ્ત્ર ધારણ કરતો હતો.

**બૌધોનું વિદ્યાસ્થાન**--નલન્દનો અપાસરો એ બૌધનું મુખ્ય વિદ્યાસ્થાન હતું. એ અપાશરો ગયાજીની પાસે હતો. એમાં શિલાદિત્યના આશરાથી દશ હજાર જતીઓ ભણતા હતા ને ભકિત પણ કરતા હતા. કહેછેકે એક ચીનનો મુસાફર એમાં પાંચ વરસ રહ્યો હતો.

**બ્રાહ્મણ ધર્મનો જય અને બુદ્ધ ધર્મની પડતી**--ઇ. સ. ૮૦૦ પછી બ્રાહ્મણ ધર્મનો જય થયો અને બુદ્ધ ધર્મની પડતી થઇ. બુદ્ધ ધર્મ હિંદુસ્તાનમાંથી પરદેશ ગયો ત્યાં એના માનનારા દુનિયાનો લગભગ અડધો ભાગ એટલે ૫૦ કરોડ માણસ છે.

**બૌદ્ધ ધર્મની શાખા**--જૈન અથવા શ્રાવક ધર્મ એ બુધ ધર્મની શાખા છે. એમાં ૫ લાખ માણસ છે. એ પણ ફળદાતા કર્મ માને છે ને ૨૪ તિર્થંકરની મૂર્તિઓને પુજે છે. તથા તિર્થ, અપવાસ અને દાન ધર્મ તથા જીવદયા પાળે છે.

---

# प्रकरण ६ ठुं.

## ગ્રીક લોક ઇ. સ. પૂ. ૩૨૭ થી ઇ. સ. પૂ. ૧૬૧ સુધી.

**હિંદના ઈતિહાસમાં બહારનાં સાધન**--હિંદના ઇતિહાસનાં બહારનાં સાધનમાં પરદેશીઓએ કરેલી નોધ તથા તેમના ઇતિહાસો અને કવિતાનાં પુસ્તકો છે. જેમકે કલાઈ અને હિંદના વેપારની બીજી જણસોનાં સંસ્કૃત નામ ગ્રીક કવિ હોમરની કવિતામાછે. તેમજ હેબ્રુબાઇબલના પુસ્તકમાં હિંદમાં પેદા થતી વસ્તુઓનાં નામ છે. પરંતું હિંદનું ખરેખરું ગ્નાન સિકંદર જોડે આવેલા ગ્રીક લોકોએ પેહેલું યુરોપખંડને કર્યું. એ પેહેલાં હેકાતેઓસ, હેરોદોતસ અને વૈધક તેથી હિંદ વિષે જાણનાર તથા કહેનાર યુરોપખંડમાં થયા.

**સિકંદરની સ્વારી**—ઇ. સ. પે. ૩૨૭માં ગ્રીસના મહાન સિકંદરે હિંદ ઉપર સ્વારી કરી. તેના સામા પંજાબના કેટલાક ભાગનો પોરસ નામે હિંદુ રાજા જેલમ આગળ લડયો. તેમાં તેનો દીકરો મરાયો ને પોતે તાબેદાર થયો. સિકંદરે તેનું રાજ તેને પાછું આપ્યું ને પોતાની જીતને ઠેકાણે બુકેફલા તથા નિકાયા નામે શેહેર વસાવ્યાં. એ શેહેરોને હાલ જલાલપુર તથા મોંગ કહે છે.

**સિકંદરની બીજી સ્વારીઓ**—સિકંદરે પંજાબમાં થઈ આગળ માગધમાં જવું ધાર્યું હતું પણ તેની ફોજે હિંદના તાપથી અકળાઈ જઇ આગળ વધવાની ના કહી. તેથી તે પાછો ફર્યો. પાછા ફરતાં સિંધ ઉપર સ્વારી કરી. તેમાં મુલતાન લેતાં માલી લોક જોડે લડાઇ થઈ. એ લડાઇમાં સિકંદરને ઘા વાગ્યા. પરંતુ તેથી હિંમત ન હારતાં પાંચ નદીઓના સંગમ ઉપર તેણે લાંબો વખત મુકામ કરી સિકંદરીઆ તથા પાતાળ જેને હાલ હૈદ્રાબાદ કહેછે તે વસાવ્યું. તથા આસપાસના રાજાઓને તાબેદાર બનાવ્યા ને તેમના ઉપર પોતાના સુબા મૂકયા. પછી તે બલુચીસ્તાન અને ઇરાન વાટે ઇ. સ. પે. ૬ માં તુર્કસ્તાન તરફ સુસા શેહેરમાં ગયો. (એને અન્નપાણીની તંગ લીધે રસ્તામાં ઘણું દુઃખ પડયું હતું.)

**સિકંદરની સ્વારીનો પરિણામ**—સિકંદરની સ્વારીનો પરિણામ એ થયો કે પંજાબ અને સિંધમાં એની પૂર્ણ સત્તા બેઠી. તે હિંદમાં પાછા આવવાનો ઇરાદો હતો. પણ ઇ. સ. પે ૩૨૩માં બાબીલનમાં તેનું મૃત્યું થયું. અને તેના રાજના ભાગ પડયા. તેમાં હિંદ અને બાકત્રીઆ એના સરદાર સેલ્યુકશના હાથમાં આવ્યા.

**ચંદ્રગુપ્ત**—મોરીવંશનો ચંદ્રગુપ્ત નામે ગંગાના પ્રદેશમાં દેશવટો પામેલો એક રાજવંશી હતો. તેણે માગધના નંદવંશનો નાશ થ-

વાથી તેની રાજધાની પટણાનો કબજો કર્યો ને ઇ. સ. પૂ. ૩૧૬ માં રાજ સ્થાપી બીજા રાજારાણા ઉપર પોતાની સત્તા બેસાડીને અધિરાજ થયો. એ ચંદ્રગુપ્ત જોડે સેલ્યુકસનને લડાઈ થઈ હતી પણ પાછળથી સલાહ થઇ તેથી સેલ્યુકસે થોડો મુલક અને પોતાની દીકરી ચંદ્રગુપ્તને આપી. તેના બદલામાં તેનો એલચી મેગાસ્થેનસ ચંદ્રગુપ્તના દરબારમાં રહ્યો. એ વંશની ઇ. સ. પે. ૨૦૦ પછી પડતી થઇ.

**મેગાસ્થેનસે કરેલું હિંદનું વર્ણન**—ગ્રીકએલચી મેગાસ્થેનસે હિંદના વર્ણનમાં લોકની ચાર જાતને ઠેકાણે સાત જાતો અથવા નાત્યો કહીછે. તેઓનાં નામ તત્વજ્ઞાની, ખેડુત, ભરવાડ, કારીગરો, યુદ્ધ કરનારા, ચોકશી રાખનારા અને રાજમંત્રીઓ હતા. તત્વજ્ઞાની એ બ્રાહ્મણ હતા. બ્રાહ્મણ અને શ્રમણમાં ભેદ જણાવ્યોછે. શ્રમણ એ બૌદ્ધ જતીઓનો વર્ગ હતો.

**ઇ. સ. પે. ૩૦૦ માં હિંદની સંસારી હાલત**—એ વખતે એશિયાના બીજા બધા દેશો કરતાં હિંદની સંસારી હાલત સર્વોત્તમ હતી. હિંદુ લોક જુઠું બોલતા નહીં, ને પારકો માલ તફાવતા નહીં તેથી બારણે તાળુ વાસવાની તથા લેખપત્ર કરવાની જરૂર પડતી નહિં. લડાઇ કરી સરકારમાં જતા નહીં, સ્ત્રીઓ પતિવ્રતા હતી, ગુલામગીરી નહોતી અને પુરૂષો બહાદુર અને ચતુર હતા. તથા મનુસ્મૃતિ પ્રમાણે રાજવહીવટ ચાલતો હતો.

**પછીથી થએલી ગ્રીક સ્વારીઓ**—ગ્રીક સરદાર સેલ્યુકસનું બાક્ત્રીઆમાં રાજ થયું હતું. એ બાકત્રીઆના ગ્રીક લોકોની હિંદમાં ઇ. સ. પે. ૧૮૧થી૧૬૧ સુધીમાં મથુરાં, અયોધ્યા, સિંધ અને કચ્છ વિગેરે દેશો ઉપર સ્વારીઓ આવી હતી પણ એમણે કંઇ રાજ સ્થાપ્યું નથી. એમ‌ાં એપાણીઓમાં માત્ર ખગોળવિદ્યા અને કોતરણી કામછે.

એવું કહેવાયછે કે સેલ્યુકસના દીકરાના દીકરા આંતિઓક્ષે ઈ. સ. પે ૨૫૬ માં ચંદ્રગુપ્તના દિકરાના દિકરા અશોક જોડે સુધી કરી હતી.

---

# प्रकरण ७ मुं.

## સીથીઅન અથવા શક લોક.

### ઈ. સ. પે. ૧૦૦ થી ઈ. સ ૫૦૦ સુધી.

**શક લોક**—ગ્રીક પછી મધ્ય એશિયાના સીથીઅન લોકે હિંદ ઉપર સ્વારીઓ કરી. એમને શક પણ કહે છે. જંઘીસખાં ને તૈમૂર એ જાતના હતા. શક લોકમાં ઘણી જાતો હતી. એમની સ્વારીઓનું જોર ઈ. સ. પે. ૧૦૦ વરસોમાં વધારે હતું.

**ઉત્તર હિંદમાં શક રાજા**—ઉત્તર હિંદમા આગળ કહેલો શક રાજા મહારાજા કનિષ્ક થયો. એ બૌદ્ધ ધર્મી હતો. એની રાજધાની કાશ્મીરમાં હતી. એ રાજાએ ચીન ઉપર સ્વારી કરી જય મેળવ્યો હતો.

**હજુ સુધી રહેલી શક જાતો**—હિંદમાં હજુ સુધી રહેલી શક જાતો ગેટ અને દાહે નામેછે પંજાબના જાટ લોક ગેટે જાતના છે અને તેમનો ઘે નામનો વિભાગ દાહે જાતથી ઉત્પન્ન થયો છે.

**મહારાજા વિક્રમ**—હિંદમાથી શક લોકને હાંકી કહાડનાર માળવાના ઉજ્જન નગરમાં મહારાજા વિક્રમ થયો એણે પ્રજાને શક લોકના જુલમથી મુકાવી તેથી લોકો એને નામે સંવત ગણવા લાગ્યા. એ સંવત ઈ. સ. પે ૫૭થી શરૂ થાય છે એ પરમાર્થી અને પરાક્રમી રાજાના દરબારમાં મોટા મોટા પંડિતો અને કવિઓ હતા તેઓમાં જે મુખ્ય હતા તે નવરત્ન કહેવાતા. વિક્રમ પછી કેટલેક વરસે એ દેશના ધારા નગરમાં રાજા ભોજ થયો એ પણ પરમાર્થી અને પરાક્રમી હતો. એણે પણ વિક્રમની પેઠે વિદ્વાનોને આશરો આપ્યો હતો.

**સાલી વાહન**--શક લોકના જુલમથી પ્રજાને મુક્ત કરનાર બીજો દક્ષિણમાં શાલીવાહન નામે રાજા થયો, એનો પણ શક ચાલે છે. એના શકો શાકે કહેછે. તે ઇ. સ. ૭૮ થી શરૂ થાય છે. સંવત ને શાકે બંને હિંદમાં શાલો ગણવામાં આવે છે. એમ કહેવાય છે કે સાલીવાહન કુંભારનો દીકરો હતો એણે બ્રાહ્મણોને બૌદ્ધોના જુલમથી છોડાવ્યા તેથી બ્રાહ્મણોએ એનું માન વધારી એનો શાકે ટીપણા વિગેરે સંસ્કૃત ગ્રંથોમાં ચલાવ્યો.

**શક લોક સામે લડનાર બીજા રાજા**--શક લોક સામે લડનાર બીજા રાજાઓમાં મુંબાઇની વાયવ્ય દિશાએ કલ્યાણીના ચાલુક્યના રાજા. અયોધ્યાના રાજા અને ઉત્તર હિંદના ગુપ્ત રાજા તથા વલ્લભીના રાજા હતા. વલ્લભીના દરબારનો હેવાલ ચીના જાત્રાળુ હ્યુએનત્સાંગે લખ્યો છે. તેમાં લખ્યું છે કે રાજધર્મ બૌદ્ધ હતો. પણ પાખંડીઓ એટલે બ્રાહ્મણો ઘણા હતા. એ વલ્લભીનું રાજ્ય ૮ મા સૈકામાં આરબોએ ઊંધું વાળ્યું.

---

# प्रकरण ૮ मुं.

## હિંદુ ધર્મની વૃદ્ધિ ઇ. સ. ૭૦૦ થી ૧૫૦૦ સુધી

**હિંદુ લોકનાં ત્રણ મૂળ**—અનાર્ય, આર્ય અને શક એ ત્રણ જાતના હિંદુલોક બનેલાછે, એ ત્રણે જાતોને પોતાની રૂઢિ, ભાષાને ધર્મ હતાં.

**અનાર્ય લોક**--શીકાર વડે જીવવું, બે ત્રણ ભાઇઓ વચ્ચે એક બાયડી પરણવી ને વારસો બેનનાં છોકરાંને આપવો એ એમની રૂઢી તથા રાક્ષસો અને ભૂતોને પૂજવા એ એમનો ધર્મ હતો.

**આર્ય લોક**--ખેતી વડે નિર્વાહ કરવો, એક સ્ત્રીને એક પુરૂષથી સંસાર માંડવો, કુળાચાર પાળવો ને ધર્મશાસ્ત્ર પ્રમાણે છોકરા છોડીઓને વારસો આપવો એ એમની રૂઢી તથા હિતકારી દેવોને

પૂજવા એ એમનો ધર્મ હતો.

**શક લોક**-એ આનાર્ય જાતના હશે એમ સંભવે છે. એમની સ્થિતી ભરવાડ કે ગોવાળીઆ જેવી હતી, પરંતુ યુદ્ધવિદ્યામાં એ વધારે કુશળ હતા.

**આર્યોના મુખ્ય કામ**—આર્યોમાં મુખ્ય બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય એ ત્રણ જાતો હતી. તેમાં બ્રાહ્મણે ધર્મ તથા વિદ્યા ઉત્પન્ન કર્યા. ક્ષત્રીએ મૂળ વતનીઓ જોડે લડાઇ કરી તેમને જીત્યા અને વૈશ્યે ખેતી તથા વેપાર કર્યો. શુદ્રોને તેમણે ગણ્યા જ નહોતા. એમને દાસ પદ્ધિમાં રાખ્યા હતા.

**હિંદુ ધર્મની સ્થાપના**—વેદ ધર્મનો જુનો માર્ગ, બૌધ્ધ ધર્મનો આતમ મત અને અનાર્ય લોકોની કેટલીક રૂઢીઓ મળીને હાલનો હિંદુ-ધર્મ સ્થાપન થયો છે.

**બૌધ ધર્મની અસર**-હિંદુના દાનમાં, ધર્મમાં અને તિર્થમાં તથા અપવાસમાં અને દેવના વરઘોડામાં બૌધ ધર્મની અસર છે. જગન્નાથની રથજાત્રા એ બૌધ ધર્મના વરઘોડાનો નિશાની છે.

**અનાર્ય લોકની અસર**—લાકડાનાં ઠુઠાં, અનઘડ પથરા, ઝાડ અને માટીનાં ઢેફાં પૂજાય છે એ અનાર્ય લોકોની અસરનાં ચિન્હ છે. તેમજ નાગપુજા અને લિંગપૂજા એ શક લોકોની અસરની નિશાનીઓ છે.

**જ્ઞાતિ ભેદ**—હિંદુમાં બ્રાહ્મણ,ક્ષત્રી અને વૈશ્ય એ ત્રણ ઉત્તમ જાતિઓ છે. એમને દ્વિજ કહે છે. કેમકે એમને જનોઇનો બીજો સંસ્કાર થાય છે. શુદ્રને જનોઇ પેહેરવાનો તથા ધર્મનાં પવિત્ર પુસ્તકો વાંચવાનો અધિકાર નથી. ( હાલ એ જાતોમાંથી ઘણી નાતો થઇ છે. અને મૂળના અધિકાર બદલાઇ ગયા છે તેથી શુદ્રો પણ ધર્મનાં પુસ્તકો વાંચે છે.)

**બ્રાહ્મણનાં ગોત્રો**—બ્રાહ્મણનાં મુખ્ય દશ વર્ગો અને ૧૮૮૬ ગોત્રો છે, તેમજ ક્ષત્રીઓમાં ૫૯૦ ગોત્રો છે. બ્રાહ્મણના દશ વર્ગોમાં વિંધ્યાચળની ઉત્તરમાં રહેનાર પંચગૌડ કહેવાય છે ને દક્ષિણમાં રહેનાર છે પંચદ્રવિડ કહેવાય છે.

**હિંદની જાતો અને નાતો**—હાલ હિંદમાં ઘણી જાતો અને તેની ઘણી નાતો થઇ છે. એ નાતો બીજામાં લગ્ન કરતી નથી. તથા ઉંચી નાતવાળા નીચી નાતવાળાનું ખાતા પીતા નથી. ઘણા ધંધા પણ નાત પ્રમાણે થાય છે. જેમકે મોચી કે ઘાંયજાનો ધંધો બ્રાહ્મણ કે વાણીઆ કદી કરેજ નહ.

**હિંદુ ભકતમાળાનું પુસ્તક**—હિંદમાં ઘણા ભકતો થઇ ગયા. તેમાંના ૧૦૮ ભકતોનાં ચરિત્ર તથા તેમના ચમત્કારોનું એક પુસ્તક છે તેને ભક્તમાળાનું પુસ્તક કહેછે. એ ભક્તમાળાનું પુસ્તક આસરે આજથી ૩૦૦ વરસ ઉપર નાભાજીએ રચ્યું છે. એ નાભાજી જાતે શુદ્ર હતા.

**કુમારિલ ભટ્ટાચાર્ય**—બ્રાહ્મણો બૌધધર્મનું ખંડણ કરવામાં અને તેનો નાશ કરવામાં મંડયા રહ્યા હતા. તેમનામાં એક પાછી એક પરાક્રમી પુરૂષો ઉત્પન્ન થયા. તેમાં પહેલા બિહારના રહેવાસી કુમારિલ ભટ્ટાચાર્ય હતા. તેમણે સગુણ ઇશ્વરનો બોધ કરી બૌધ મતનું ખંડણ કર્યું. એવું કહેવાયછે કે તેમના બોધથી દક્ષિણના કોઇ રાજાએ આખા હિંદુસ્તાનના બૌદ્ધધર્મીઓનો નાશ કરાવ્યો પણ એ વાત માનવા જેવી નથી કારણ કે એવો કોઇ રાજા થયો નથી.

**શંકરાચાર્ય**—એ કુમારિલ ભટ્ટાચાર્યના શિષ્ય હતા. તે ઇ. સ. ના નવમા સૈકામાં થઇ ગયા. એમનો જન્મ મલબાર દેસમાં થયો હતો. એમણે કાસ્મીર સુધી પ્રવાસ કરી બૌધ મતનું ખંડણ કર્યું અને વેદધર્મ તથા શિવમાર્ગનું સ્થાપન કરી સગુણ ઇશ્વરનો બોધ કર્યો. એમનો કાળ ૩૨ વરસની ઉમરે કેદાર નાથમાં થયો હતો.

**હિંદુના મુખ્ય ત્રણ દેવ**—હિંદુધર્મમાં બ્રહ્મા, વિષ્ણું અને શિવ એ ત્રણ મુખ્ય દેવ છે. તેમાંથી શિવ અને વિષ્ણુંની મૂર્તિઓ પૂજાય છે. અને બ્રહ્માની મૂર્તિ પૂજાતિ નથી. શિવને માનનાર શીવધર્મી અને વિષ્ણું ને માનનાર તે વિષ્ણુંધર્મી કહેવાય છે.

**શિવ ધર્મ**--શંકરાચાર્યે સ્થાપેલો શિવધર્મછે. રૂદ્ર, ગંગાધર વગેરે શિવનાં અનેક નામછે. તેમની મૂર્તીની પુજા થતી નથી પણ લિંગ પુજા થાયછે. એમનું વાહન આખલોછે. શિવનાં બે રૂપછે, એક આર્ય અને બીજું અનાર્ય, ઉત્તમ આર્ય લોકો ગોરી ચામડી, ઊંડા ધ્યાનમાં બેઠેલા અને માથે ગંગાનું ચિન્હ તથા પાસે પોઠીઓ એવું ઉત્તમ સ્વરૂપ માનેછે અને તેમને પુષ્પની માળા તથા ચોખાનું નિર્દોષ નૈવેધ ધરાવેછે. અનાર્ય અધમ લોકો શિવનાં ભૈરવ, બટુક વિગેરે ભયાનકરૂપ પુજેછે, અને તેમને ગળામાં ખોપરીની માળા તથા મધમાંસનું નૈવેધ ધરાવેછે. એજ પ્રમાણે શંકરની સ્ત્રી પાર્વતીનાં પણ બે રૂપ પુજાયછે. ઉત્તમ લોક ઉમયા કે પાર્વતી રૂપ અને અધમ લોક કાળકા કે કાળી રૂપે પુજેછે. મુખ્ય તેર શિવ પંથોછે. બધી જાતના સાધુ યોગી કહેવાયછે. શીવમાર્ગીઓમાં દેહદમન અને યોગાભ્યાસ કરનારથી માંડીને તે અઘોરી તથા બકરો લેઈ ફરનાર મદારીઓ સુધીના યોગી કહેવાય છે.

**વિષ્ણુ પુજા**--વિષ્ણુ પૂજામાં વિશેષે કરી રામ અને કૃષ્ણ એ બે પુજાયછે. એ વિષ્ણુંના દશ અવતારમાંના અવતારછે. એમની પ્રેમની કવિતાઓ ઘણીછે. એ પંથ ઘણો લોક પ્રિયછે. વિષ્ણુ એ જગતમાં પાલણ કરતા દેવ છે. જગન્નાથ એ વિષ્ણુંની મૂર્તી છે.

**વિષ્ણુ પુરાણ**--એ વૈષ્ણવ મતનો સંગ્રહ છે. એ ઇ. સ. ૧૦૪૫ને સુમારે રામાયણ ને મહાભારતને આધારે રચાયું છે. શિવ અને વિષ્ણુંનાં બધાં મળીને ૧૮ પુરાણછે. વિષ્ણુંપુરાણમાં ૧૫લાખ લીટીઓ છે. એ પુરાણમાં વિષ્ણુંની ભકિત ઉત્તમ ગણેલી છે.

**વિષ્ણુ ધર્મના ઉપદેશકો**--રામાનુજ, રામાનંદ, કબીર, ચૈતન્ય અને વલ્લભાચાર્ય વગેરે વિષ્ણુધર્મના ઉપદેશકો થયા તેમણે વૈષ્ણવધર્મ ફેલાવ્યો.

**રામાનુજ**--એ ઇ. સ. ૧૧૫૦ને સુમારે થયા. એ શિવમાર્ગી ચોલા રાજાના જુલમથી નાશી મ્હૈસૂરના જૈન રાજા પાસે ગયા અને

તેની દીકરીના અંગમાંથી ભૂત કહાડી તેને વૈષ્ણવ કર્યો. પછી રામાનુંજ સ્વામીએ એ રાજાને આધારે વૈષ્ણુવધર્મનો પ્રસાર કરી પોતાના મતના ૭૦૦ મઠ બાંધ્યા. તેમાંના ચાર મઠ અધાપી છે.

**રામાનંદ**--એમનો સમય ઇ. સ. ૧૨૦૦થી ૧૪૦૦ સુધીનોછે. એ રામાનુજની ગાદીએ બેસનાર પાંચમા આચાર્ય હતા. એમનું મુખ્ય ઠેકાણું કાશી હતું. એમણે ધર્મનાં પુસ્તકો હિંદી ભાષામાં લખ્યાં એ આ ચાર્યના ૧૨ શિષ્યો હજામ, ચમાર અને સાળવી જેવા નીચ જાતના હતા.

**કબીર**- એમનો સમય ઇ. સ. ૧૩૮૦ થી ૧૪૨૦ સુધીનો છે. એ શાળવી જાતના રામાનંદના શિષ્ય હતા. એમણે કબીર પંથ સ્થાપી હિંદૂ મુસલમાન સર્વેને સરખી રીતે એક ઇશ્વરનો બોધ કર્યો. એમનું પણ મુખ્ય સ્થળ કાશી હતું.

**ચૈતન્ય**—એમનો સમય ૧૪૮૫ થી ૧૫૨૭ સુધીનોછે.હાલ એ વિષ્ણુનો અવતાર મનાઇ પુજાયછે. એમનો જન્મ બંગાળાના નદીઅ ગામમાં બ્રાહ્મણને ઘેર થયો હતો, એ ચૈતન્ય પંથ બંગાળાને ઓડી- આમાં ચાલેછે. એમના મઠમાં કુંવરા બાવા અને કુંવારી બાવીઓ બે ગાં રહેછે અને વિષ્ણુ તથા ચૈતન્યની ભક્તિ કરેછે. બાવીઓ સંસારી સ્ત્રી ઓને ભણાવેછે તેથી કરી બંગાળામાં સ્ત્રી કેળવણી દાખલ થઇ છે.

**વલ્લભાચાર્ય**--એ ઇ. સ. ૧૫૨૦ ને સુમારે થયા. એમણે ઉ- ત્તરહિંદમાં પોતાનો મત ફેલાવ્યો. એમનો ઉપદેશ એ હતો કે આ- ત્માનો ઉદ્ધાર કાયાકષ્ટથી નહીં પણ રાધાકૃષ્ણ ઉપર પ્રેમ રાખવાથી થાય છે. મોક્ષનું સાધન ભક્તિ અને શ્રદ્ધા છે.

**હિંદુઓનું ધર્મ બંધન**--હિંદુઓનો સંસારી પાયો જ્ઞાતી- બંધનથી મજબુત થયો છે. તેમ ધર્મનો પાયો શિવ અને વિષ્ણુની ભક્તિથી મજબુત થયો છે એટલે જ્ઞાતિબંધન સંસારનો પાયો છે.અને ધર્મબંધન શિવ, વિષ્ણુંની ભક્તિ છે.

# प्रकरण ९ मुं.

## મુસલમાનોની સ્વારીઓ.

**મુસલમાની ધર્મનો ઉદય**—એ ધર્મનો ઉદય અરબસ્તાનના મક્કા શેહેરમાં હજરત મહમદે કર્યો. એ પેગમ્બરનો જન્મ ઇ. સ. ૫૭૦ માં ને કાળ ૬૩૨ માં થયો. મહમદ સાહેબે ઈ. સ. ૬૦૯ માં નવો ધર્મ ચલાવ્યો તેથી મક્કાના લોકોએ તેને મારી નાંખવા ઇરાદો કર્યો. એ જાણી મહમદ સાહેબ ૬૨૨માં મદીને નાશી ગયા ત્યારથી એમનો હીજરીસન ચાલે છે. એમના પછી ગાદીએ બેસનારા ખલીફા કહેવાય છે.

**અરબોની સ્વારીઓ**—મહમદ પેગમ્બરના મરણ પછી ઇ. સ. ૬૩૬ માં ખલીફા ઉસ્માને ભરૂચ અને થાણા ઉપર નૌકાસૈન્ય મોકલ્યાં હતાં તે પછી ૬૬૨ માં ને ૬૬૪ માં તેમની સ્વારી સિંધ ભણી લૂટ કરવા ગઇ. પણ તેમાં તેમનું કંઇ વળ્યું નહીં. ઉલટું તેમનું વહાણુ કોઇ હિંદી બંદરમાં કબજે રહ્યું, એ વહાણુની નુકશાની ભરી લેવા ઇ. સ. ૭૧૨ માં મહમદ કાસમ નામે સરદારે સિંધ ઉપર ચઢાઇ કરી તેના સામો સિંધનો દાહીર રાજા આગળથી પોતાનાં બૈરાં છોકરાં બાળી મૂકી લડવા ગયો. તેમાં તેની હાર થઇ ને મુસલમાનોએ થાણાં બેસાડયાં. પરંતુ મહમદ કાસમનું ૭૧૪ માં મરણુ થવાથી મુસલમાનો આગળ વધ્યા નહીં. ને ઇ. સ. ૭૫૦ માં રજપૂતોએ સિંધદેશ પાછો જીતી લીધો. પણ તે ૮૨૮ લગી બરાબર તાબે થયો નહોતો.

**મુસલમાનો જીતવા આવ્યા તે વખતે હિંદની હાલત**—એ વખતે હિંદમાં રણુશૂર રજપૂતો વસ્તા હતા અને રાજ્યો પણ ઘણાં અને જબરાં હતાં, ઉત્તરને મધ્ય હિંદમાં રજપૂતોનું રાજ્ય, ગંગાના નીચલા પ્રદેશમાં અને બહારમાં તથા તેનાથી નીચલા પ્રદેશમાં પાલવંશનું રાજ્ય અને દક્ષિણુમાં ચેરા, ચૌલા તથા પાંડય વંશનાં રાજ્ય હતાં.

**હિંદુ લોકની પરદેશીઓ સામા થવાની રીત**–એમની પરદેશીઓ સામા થવાની રીત થકવી નાખે અને કંટાળો આપે એવી હતી. કેમકે પરદેશીઓ ચઢી આવતા તે વખતે સઘળાં રાજમંડળો સંપ કરી સામાં થતાં. ઉપરી અધિરાજ જીતાયા પછી પણ દરેક રાજા સામા થતા ને લડતા તથા સંપ કરી પાછળથી બળવા ઉઠાવતા હતા.

**મુસલમાનોની જીત અપુર્ણ હતી**–કારણ કે આખો હિંદ કોઇવાર તેમના તાબામાં થયો નથી, અને હિંદુરાજ સદૈવ ચાલુ રહ્યુંછે. મુસલમાની રાજ્ય અકબરથી ઔરંગજેબ સુધી પૂર્ણ જોરપર હતું તે વખતે પણ હિંદુરાજાઓ ખંડણી આપતા ને તેમના દરબારમાં વકીલો મોકલતા હતા. પણ પૂર્ણ રીતે તેમના તાબામાં થયા નથી. એવું પણ ૧૨૫ વરસથી વધારે વરસ ચાલ્યું નહીં એટલામાં તો રજપૂત સંસ્થાનના રજપૂતો પંજાબના શીખ લોકો અને દક્ષિણના મરેઠા લોકો તેમના સામા થયા ને બધાં મુસલમાન રાજ્યો પાસેથી ખંડણી લીધી. જો એ વખતે ઇંગ્રેજી સત્તા જામી ન હોય તો દિલ્લીની પાદશાહી પણ તેઓ લેત.

**અફગાન ધાડો**–હિંદુસ્થાનના થડમાં પશ્ચિમ દિશાએ અફગાનીસ્તાન કરીને દેશ છે. તેમાં મુસલમાની રાજ્ય થયું હતું. ત્યાંના મુસલમાનો પાસેનાં પંજાબ પ્રાંત ઉપર ધાડો પાડતા તેથી ખીજવાઇને લાહોરના જયપાળ રાજાએ ઇ. સ. ૯૭૭માં અફગાનીસ્તાન ઉપર ચઢાઇ કરી. તે વખતે ત્યાં સબક્તગીન કરીને પાદશાહ ગજનીમાં રાજય કરતો હતો તે જયપાળ સામો લડયો. એ લડાઇમાં જયપાળ હાર્યો ને છુટકારાને સારૂં ૫૦ હાથી તથા અઢીલાખ રૂપીઆ આપવા કબુલ કર્યા. પરંતુ બ્રાહ્મણોની ઉશ્કેરણીથી તે ન મોકલ્યા તેથી સબકતગીને આવી બીજીવાર જયપાળને હરાવ્યો ને પેશાવરમાં અફગાન લસ્કરનું થાણુંબે સાડયું, આ વખતે જયપાળની મદદે દિલ્લી, અજમેર અને કનોજ વિગેરેના રાજાઓ ફોજ લેઇને આવ્યા હતા પણ તે સર્વની હાર થઇ.

**હિંદમાં થએલા મુસલમાન રાજ્યવંશો**—પ્રથમ ગીજની, પછી ગોરી, ગુલામ, ખીલજી, તઘલખ, સૈયદ, લોદી અને તૈમુર અથવા મોગલ. એ આઠ વંશો અનુક્રમે હિંદુસ્તાનમાં થયા. તેમણે હિંદુધર્મ અને હિંદુરાજ્ય ડુબાવાને ધાર્યા પણ તે ડુબી ગયાં નહીં. અદ્યાપી લગણ હિંદમાં પુષ્કળ હિંદુઓને હિંદુરાજાઓ વસે છે તે બધા બ્રાહ્મણોની સત્તામાં છે.

**મહમદ ગીજનવી**—અફ્ગાનીસ્તાનનો સબક્તાગીન પાદશાહ મુવા પછી તેનો ૧૬ વરસનો દીકરો મહમદ એ ઈ. સ. ૯૯૭ માં ગીજનીની ગાદીએ બેઠો ને તેણે ૧૦૦૧ થી ૧૭ સ્વારીઓ હિંદ ઉપર કરી. તેમાં ૧૩ સ્વારીઓ પંજાબનો પશ્ચિમ ભાગ જીતવાને બાકીની ચાર સ્વારીઓ કાશ્મીર, કનોજ અને ગોવાલ્યર તથા સોમનાથ લૂટવાને કરી હતી.

**મહમદની મુખ્ય બાર સ્વારીઓ**—(૧) જયપાળ ઉપર. (૨) ભાટીઆના રાજા ઉપર. ( ૩ ) મુલતાન ઉપર. ( ૪ ) અનંગપાળ ઉપર. (૫) બીજીવાર મુલતાન ઉપર. (૬) થાનેશ્વર ઉપર. (૭) કાશ્મીર ઉપર. (૮) કનોજ ઉપર. (૯) મથુરાં ઉપર. (૧૦) બીજીવાર કાશ્મીર ઉપર. (૧૧) કલિંજર તથા ગોવાલ્યર ઉપર અને (૧૨) સોરઠી સોમનાથ ઉપર.

ઈ. સ. ૧૦૦૧ માં મહમદે જયપાળ ઉપર ચઢાઈ કરી તેમાં જયપાળ હાર્યો તેથી તે પોતાનું રાજ્ય પોતાના દીકરા અનંગપાળને આપી રાજ્યવસ્ત્રોસહીત્ત ચીતા ખડકી બળી મુઓ. કેમકે હિંદુશાસ્ત્ર પ્રમાણે બેવાર હારેલો રાજા રાજ્ય કરવા લાયક ગણાય નહીં.

ઈ.સ. ૧૦૦૮ માં મહમદે અનંગપાળ ઉપર ચઢાઈ કરી. તે વખતે અનંગપાળની મદદે દિલ્લી, કલિંજર અને કનોજ વિગેરેના રાજા તથા જંગલી ધક્કરો આવ્યા અને બૈરાંએ પણ ઘરેણાં ગાંઠાં વેચી લડાઇને સારૂ ખરચી મોકલી. એમાં મુસલમાનો હાર્યા ને તેમાં ૪૦૦૦ માણસ મરાયાં. * મહમદે ત્યાંથી જઈ હિમાલયમાંનું નગરકોટનું દેરૂં લુટ્યું.

* બીજા ઇતિહાસમાં અનંગપાળ હાર્યો. ને તેનાં ૨૦ હજાર

ઈ. સ. ૧૦૧૧ માં મહમદે જમનાં ઉપરનાં થાનેસ્વરનાં દેરાં લૂટયાં અને તોડી નાખ્યાં. તેમજ ૧૦૧૭ માં મથુરાંનાં દેરાં લૂટી બાળી નાખ્યાં તથા ત્યાંનાં માણુસોને ગુલામ કરી વેચ્યાં.

ઈ. સ. ૧૦૨૪ માં મહમદે શોરઠી સોમનાથ ઉપર ચઢાઇ કરી, તેના સામો ગૂજરાતનો રાજા ભીમદેવ લડવા આવ્યો પણ તે હાર્યો. મહમદે સોમનાથનું દેરૂં લૂટયું. ત્યાંની મૂર્તિઓ ભાગી ને દેરાનાં સુખડનાં કમાડ તથા મહાદેવના કડકા ગજની લેઇ ગયો. રસ્તામાં જતાં તે ભૂલો પડયો અને તેથી પાણી વિના તેનાં હજારો માણુસ મરી ગયાં.

**મહુમદની સોમનાથ ઉપરની ચડાઇનું વર્ણન**—એ વર્ણુન ફિરિસ્તા નામના ઇતિહાસ કર્ત્તાએ અતિશે યોક્તિમાં કર્યું છે. તેણે લખ્યું છે કે મહાદેવના બાણુમાંથી દ્રવ્ય નીકળ્યું ને તે ન ભાગવા માટે હિંદુઓએ બહુ દ્રવ્ય આપવા માંડયું. પણ એ સર્વ ખોટું છે. તેમજ લાડ એલન્બરોએ અફગાનીસ્તાન જીત્યાની નીસાની દાખલ સોમનાથના કમાડને નામે ગીજનીના રોજાનાં કમાડ ૧૮૪૨ માં મોટા ઠાઠથી ઉત્તરહિંદમાં બતાવ્યાં હતાં તે પણ ખરાં નથી.

**મહુમદની સ્વારીઓનો પરીણામ**—મહમદની સ્વારીઓનો પરિણામ એ થયો કે હિંદમાંથી લાખો રૂપીઆનું ધન ગયું અને પંજાબનો પશ્ચિમ ભાગ ગજનીને તાબે થયો. મહમદનો હેતુ હિંદમાં રાજ્ય સ્થાપવાનો નહોતો પણ ધનવાન નગરો તથા દેરાં લૂટી ત્યાંની મૂર્તિઓ ભાગી ધન હરણ કરવાનો હતો. કેમકે એ પૈસાનો બહુ લોભી હતો.

**મહુમદ વિષેની વાતો**—મુસલમાન ઇતિહાસ કર્ત્તાએ મહમદ વિષે ઘણી વાતો લખી છે. તેમાંની એક વાત એવી છે કે એક બાઇએ આવીને કહ્યું કે "તમારાથી જેટલો મુલક સચવાય તેથી વધારે ન રાખો કેમકે ઇરાનના રણુમાં ચોરોએ મારા છોકરાને મારી નાખ્યો." આઠ-

---

ગાણુસ મરાયાં એમ લખ્યું છે.

ખઝના બદલામાં તેણે એ બાઇને ઇનામ આપી ત્યાંના રક્ષણને સારૂ સ્વાર મોકલ્યા.

બીજી વાત એવી છે કે ફરદોશી કવિએ શાહનામુ એટલે મહ-મદના ચરિત્રનું પુસ્તક બનાવ્યું. તેની દરેક ટુકે સોનાની મોહોર આપવાનો ઠરાવ હતો પણ તેના બદલામાં મહમદે રૂપાની મોહોરો આપવા માંડી. તે કવિએ ન લેતાં તેને વિષે નિંધાની કવિતા જોડી, તે માફ કરી તેને એક લાખ સોનાની મોહોરો મોકલી. પણ તે પ-હોચતા પેહેલાં કવિનું મૃત્યું થયું. એની નિંધાની કવિતાથી જણાય છે કે એની મા કોઇ નીચી જાતની હતી.

**ગજની વંશનો અંત**—મહમદે સોમનાથ પછી ઇરાન જીત્યું ને ૧૦૩૦ માં મરી ગયો. એ કઠોર*મનનો તથા પૈસાનો બહુ લોભી હતો. પણ વિદ્યા વધારવામાં મન લગાડવાથી એની નામના વધારે થઇ છે. મહમદની પછી ગજનીની ગાદીએ મસુદ વિગેરે આઠ પાદ-શાહ થયા. પણ તેમના વખતમાં કંઇ જાણવા જેવી બિના બની નથી. છેલ્લા નવમા પાદશાહ બેહેરામે પોતાનો જમાઇ જે ગોર પ્રાં-તનો સૂબો હતો તેને મારી નાંખ્યો તેથી તેના ભાઇ અલાઉદ્દીને આવી ગજની શેહેર બાળી નાંખ્યું. બેહેરામ હિંદુસ્તાન તરફ નાઠો ને રસ્તામાં મરણ પામ્યો. તેના દીકરા ખુશરૂએ લાહોરમાં રાજ્ય કર્યું. એના સાત વરસના અમલ પછી તેનો દીકરો ખુશરૂમલેક ગા-દીએ બેઠો પણ તેનો અમલ ગોરીવંશના મહમદઓરીએ તોડી પાડયો.

**ગોરીવંશ**—ગીજની અને ગોરીવંશ વચ્ચે વેર બંધાયું હતું તેથી તેમણે એક બીજાનાં વેરનાં સાટાં વાળ્યાં તેમાં આખરે ઇ. સ. ૧૧૫૨ માં ગોરીવંશનો જય થયો ને ગજનીના રાજાને લાહોર નાશી જવું પડયું. આ ગોરવંશમાં મહમદઓરી થયો. એણે ૧૧૮૬ માં ગીજની વંશના ખુશરૂમલેક પાસેથી લાહોર છીનવી લીધું ને હિંદ ઉપર સ્વા-

રીઓ કરી. ( એ ગોર પ્રાંતના રહેવાસી તે ઉપરથી ગોરી કહેવાય છે. )

**મહુમદ ગોરી**—એને શાહબુદ્દીન ગોરી પણ કહે છે. એને ગ્યાસુદ્દીન કરીને એક ભાઇ હતો. તેને ને એને ઘણું હેત હતું. ગ્યાસુદ્દીન ગાદીએ બેસી મુલકનો બંદોબસ્ત રાખતો અને શાહબુદ્દીન લડાઇઓ ચલાવતો હતો. એ શાહબુદ્દીને કુલ નવ સ્વારીઓ હિંદુસ્તાન ઉપર કરી.

૧૧૭૬ માં અને ૧૧૮૬ માં શાહબુદીને લાહોર ઉપર ચડાઇ કરી તે લીધું. ૧૧૭૮ માં ગુજરાતના ભોળાભીમ ઉપર અને ૧૧૯૧ માં દિલ્લીના પૃથ્વીરાય ઉપર ચઢાઈ કરી. ભોળાભીમની સાથે પાટણ આગળ ને પૃથ્વીરાય સાથે થાનેસ્વર આગળ લડાઇ થઈ. પણ એ બેય લડાઇઓમાં તે હાર્યો. ત્યાર પછી ૧૧૯૩ માં પૃથ્વીરાય ઉપર શાહબુદ્દીને બીજીવાર પાણીપતના મેદાનમાં ચડાઇ કરી. આ વખતે પૃથ્વીરાય રજપૂતોના કુસંપથી હાર્યો ને મરાયો તથા તેની રાણી સતી થઇ. તે પછી શાહબુદ્દીને અજમેર લીધું ને ૧૧૯૪ માં કનોજ ઉપર ચડાઇ કરી તે જીત્યું ને તેના રાજા જયચંદ્ર રાઠોડને માર્યો. આ જયચંદ્ર પાસે લશ્કર ઘણું હતુ તેથી તે દળ પાંગળો કહેવાતો હતો.

**રજપુતોમાં કુસંપ થવાનું કારણ**—શાહબુદ્દીન હિંદ જીતવા ચડ્યો તે વખતે દિલ્લી, અજમેર, કનોજ અને ગૂજરાત એ ચાર રજપૂતનાં મોટાં રાજ્ય હતાં. તેમાં દિલ્લીના તોમાર રાજા અનંગપાળને દીકરો નહોતો તેથી તેણે પોતાનું રાજ્ય પોતાના ભાણેજ અજમેરના પૃથ્વીરાયને આપ્યું. આથી કનોજનો જયચંદ્ર રાઠોડ રીસાયો ને પૃથ્વીરાય સાથે વેર બંધાયું. કારણ કે એ પણ અનંગપાળનો ભાણેજ હતો. વળી પૃથ્વીરાયને ગૂજરાતના સોલંકી ભીમ જોડે પણ એક કન્યાની તકરારમાં વેર બંધાયું હતું. કનોજના જયચંદ્ર રાઠોડે પોતાનું ચક્રવર્તિપણું પ્રસિદ્ધ કરવા અને પોતાની દીકરી સંયોગતાનો સ્વયંવર કરવા મંડપમાં સર્વે રાજા રાણાને ભેગા કર્યા. તેમાં પૃથ્વીરાય આવ્યો નહીં. તેથી તેનો ચાડીઓ ઉભો કર્યો.

બનાવ એવો બન્યો કે એ ચાડીઆને કન્યાએ વરમાળા પહેરાવી. તેથી પૃથ્વીરાજ આવી પોતાની કન્યાને જબરજસ્તીથી લેઇ ગયો. આ પ્રકારના કુસંપના વેરથી જયચંદ્રે શાહબુદીનને બોલાવ્યો તેથી બન્ને રાજ્યનો નાશ થયો.

**પૃથ્વીરાય રાસો**—એ રાસો તેના દરબારના ચંદ બારોટે રચ્યો છે તે હિંદીભાષામાં છે. એમાં પૃથ્વીરાયના કુળનો નાશ થવાની વાત સ્વદેશાભિમાનના રૂપમાં વર્ણવી છે.

**રજપૂત સંસ્થાન**—જયચંદ્ર રાઠોડ હાર્યા પછી મુસલમાનને તાબે ન થવા સારૂ ઉત્તર હિંદના તમામ રજપૂતો પોતાનાં ઘરબાર છોડી સિંધુ નદીની પૂર્વના મૂલકમાં જઇને વસ્યા ને રાજ્ય સ્થાપ્યાં તે હાલ રજપૂત સંસ્થાન કહેવાય છે.

**કુતબુદીન ને બખ્તીઆર ખીલજી**—એ બે શાહબુદીનના સરદાર હતા. શાહબુદીને ૧૧૯૫ માં ગોવાલ્યર ઉપર નવમી ચડાઇ કરી પણ એકાએક તેને પાછું જવું પડયું. તેથી કુતબુદીને એ સાલમાં ગોવાલ્યર ને ગૂજરાત જીત્યાં અને બખ્તીઆર ખીલજીએ ૧૧૯૯ માં અયોધ્યાને બહાર તથા ૧૨૦૩માં બંગાળા જીત્યો. એ વેળા બંગાળામાં ૮૦ વરસનો લક્ષ્મણસેન કરીને રાજા હતો તે નાશીને જગન્નાથપુરીમાં જઈ રહ્યો ને બાકીનો ભવ ભક્તિમાં ગાળ્યો.

**શાહાબુદીન ગોરીનું મરણ**—ઇ. સ. ૧૨૦૨માં ગ્યાસુદીન મરી ગયા પછી શાહબુદીન મહમદગોરી નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેણે ખારીજમના પાદશાહ ઉપર ચડાઇ કરી તેમાં તે હાર્યો તેથી તેના પંજાબ, સિંધ વિગેરેના સૂબા સ્વતંત્ર થયા અને ધક્કરે લોકે ૧૨૦૩માં પંજાબ લેઇ લીધું. એ સૂબાઓને તથા ધક્કરોને હરાવવા તે હિંદમાં આવ્યો ને હરાવીને પાછા જતાં સિંધુ નદીને કાંઠે મુકામ કર્યો ત્યાં ધક્કરોએ તેને ઉંઘતો મારી નાંખ્યો. ઇ. સ. ૧૨૦૬.

**મહમદ ગોરીની સ્વારીઓનું કારણ**—એની સ્વારીઓનું

કારણ મહમદ ગજનવીની પેઠે દેરાં લૂંટી ધન હરણ કરવાનું નહોતું. પણ દેશ જીતી રાજ સ્થાપવાનું હતું. સબક્તગીને પેશાવર જીતી ગીજની-ની હદ ત્યાં સુધી આણી. તેમાં મહમદ ગજનવીએ પંજાબનો પશ્ચિમ ભાગ વધાર્યો. પણ મહમદ ગોરીએ તો આખો ઉત્તર હિંદ જીતી તે ઉપર અમલ કરવા સૂબા નીમ્યા. જે તેના મરણ પછી તેના ધણી થયા. મહમદ ગોરીની નામના મહમદ ગજનવી કરતાં થોડી થઇ હતી. કારણ કે એણે વિદ્યાના કામમાં કંઈ મદદ કરી નહોતી.

# प्रकरण १० मुं.

## હિંદમાં મુસલમાની રાજ્યની સ્થાપના.

### ગુલામવંશ ૧૨૦૬—૧૨૯૦—૮૪.

**ગુલામવંશ**—મહમદ ગોરીને છોકરો ન હોવાથી તે ગુલામો રાખી ઉછેરતો હતો. એ રીતે તેણે કુતબુદ્દીનને ઉછેરી હિંદુસ્તાનનો સૂબો બનાવ્યો હતો. એ કુતબુદ્દીન શાહબુદ્દીન મુવા પછી હિંદુસ્તાનનો સ્વતંત્ર પાદશાહ થયો.

**કુતબુદ્દીન**—૧૨૦૬-૧૨૧૦. એણે હિંદુસ્તાનમાં ઈ. સ. ૧૨૦૬માં પેહેલ વેહેલું મુસલમાની રાજ સ્થાપ્યું. એ જાતે ગુલામ હતો તેથી એના વંશનું નામ ગુલામવંશ પડયું. એ ગુલામવંશ ૧૨૦૬ થી ૧૨૯૦ લગી ૮૪ વરસ ચાલ્યો. એ વંશને ત્રણ મોટાં સંકટ ખમવાં પડ્યાં તે એકે મુસલમાન સરદારોના બળવા, હિંદુઓનાં બંડ અને મુગલોની સ્વારીઓ. કુતબુદ્દીનની રાજધાની દિલ્હી હતી ત્યાં તેના નામથી “ કુતબમીનારો ” છે. કુતબુદ્દીન પછી તેનો દીકરો આરામ ગાદીએ બેઠો. પણ એનામાં કંઇ દમ નહોતો તેથી એનું રાજ એના બનેવી અલ્તમસે લેઇ લીધું.

**અલ્તમસ**—૧૨૧૧-૧૨૩૬ એ ગુલામવંશમાં જબરો પાદ-

સાહ થયો. એણે ૧૨૨૫માં સિંધ અને બંગાળા જીત્યાં તથા ૧૨૩૧ માં માળવા જીતી ત્યાંનું મહાકાળેશ્વરનું દેરૂં ખોદી નાખ્યું. એના વખતમાં મુગલ સરદાર જંધીસખાં આવ્યો હતો પણ તે સિંધુ આગળથી પાછો ગયો. આ પાદશાહના વખતમાં હિંદુસ્તાનમાં પેહેલ વેહેલાં ૧૨૨૯ માં મુસલમાની નાણાંના શીક્કા પડ્યા તથા બગદાદના ખલીફાએ હિંદનું જૂદું મુસલમાની રાજ માન્યું. એના અમલમાં વિંધ્યાચળ પર્વતની ઉત્તરનો તમામ મુલક એટલે પંજાબ, વાવ્યપ્રાંત, અયોધ્યા, બિહાર, નીચલો બંગાળા, અજમેર, ગોવાલ્યર, માળવા અને સિંધ એ નવ પ્રાંતો દિલ્લીની ગાદી તાબે આવ્યા હતા.

**રજીયાબેગમ**—૧૨૩૬-૧૨૩૯ અલ્તમશ ૧૨૩૬ માં મરી ગયો તે પછી તેનો દીકરો રૂકનુદ્દીન ગાદીએ બેઠો. પણ તેનામાં કંઇ દમ નહોતો તેથી તેની બેન રજીઆ બેગમે રાજ લેઇ લીધું. એ બાઇ હોંસીઆર ને ભણેલી હતી. પણ એણે કોઇ ગુલામની સાથે દોસ્તી બાંધી તે વાત અમીરોને ગમી નહીં તેથી તેને કેદમાં નાખી, ત્યાંથી અલતુનીઆ નામના ચોકીદારને લેઇને તે નાશી ગઈ. આખરે બંને પકડાયાં ને માર્યાં ગયાં. એને નરજાતિમાં સુલતાન રજીઆ કહેછે. એના પછી મવજુદ્દીન તથા અલાઉદ્દીન અને નાસરૂદ્દીને રાજ કર્યાં. એમના વખતમાં મુગલોના હુમલા ઘણા થતા હતા. નાસરૂદ્દીન એ ફકીરી ચાલનો હતોતેથી એનું રાજ એના વજીર ગ્યાસુદ્દીનના હાથમાં હતું. એ ગ્યાસુદ્દીને મુગલ સરદાર હોલાકુખાંના વકીલને બહુ માન અપાવ્યું હતું. નાસરૂદ્દીન ૧૨૬૫ માં મરી ગયો તેની ગાદીએ ગ્યાસુદ્દીન બેઠો. એ ગ્યાસુદ્દીનને બલબન કહેછે.

**ગ્યાસુદ્દીન બલબન**—૧૨૬૫-૧૨૮૭ એ મુગલો જોડે, જંગલી હિંદી જાતો જોડે અને રજપૂતો જોડે વઢ્યો તથા મેહેલના સાથી ગુલામોને કાઢી મૂકયા. એ ઘણો નિર્દય હતો. દરેક બંડ સમાવતાં લોકો ઉપર એણે નિર્દયપણે જુલમ કર્યો. મેવાતનાં એક લાખ માણસ માર્યાં

તથા બંગાળાના સુબા તોગ્રલને ફાંશીએ દીધો. એ પોતે હલકી જાતનો હતો તોપણ એણે દરેક મોટા હોદ્દા અમીરી ખાનદાનવાળા માણસોને આપવાનો ઠરાવ કર્યો હતો. એના વખતમાં મુગલોના જુલમથી નાશી આવેલા રાજાઓ, કવિઓ અને પંડિતો દિલ્હીમાં આવી ભરાયા. તેમને એણે વસવાને જગ્યા આપી તથા જીવીકા બાંધી આપી. કેમકે એ વાતમાં એ મોટાઇ માનતો હતો. પરદેશી રાજાઓ જે દેશથી આવેલા તે દેશનાં નામ પાડી તેમને રહેવાને મેહેલ બાંધી આપ્યા. જેમકે ખારીજમ, ગજની, ગોર,બગદાદ વિગેરે. એ ૧૨૮૭ માં મરી ગયો. એની ગાદી એના દીકરા બકારાખાંના દીકરા કૈકુબાદને મળી. કેમકે બકારાખાં સાથે એને અણબનાવ હતો.

**કૈકુબાદ**—૧૨૮૭-૧૨૯૦. એ ગુલામવંશમાં છેલ્લો બાદશાહ હતો. એને નિજામુદ્દીન કરીને વજીર હતો તે ઘણો દુષ્ટ હતો. તેણે એની પાસે ઘણાં ઘાતકી કામ કરાવ્યાં તથા એના બાપ સાથે અણબનાવ કરાવ્યો. એને કૈકુબાદે મરાવ્યો. કૈકુબાદમાં રાજ ચલાવવાના હોંસ નહોતા તેથી ખીલજી લોકે તેને મારી પોતાના સરદાર જલાલુદ્દીનને ગાદીએ બેસાડયો. ઈ. સ. ૧૨૯૦.

**ગુલામવંશી રાજ્ય નબળું પડવાનાં કારણ**—એ રાજ્ય નબળું પડવાનાં મુખ્ય ત્રણ કારણ છે. એક મુગલોની સ્વારીઓ, બીજુ રજપૂતોનાં બંડ અને ત્રીજું જંગલી ધક્કરો તથા મેવાતના ડુંગરી લોકોના હુમલા. મુગલો ૧૨૪૫ માં ટિબેટને રસ્તે અને તે પછી ૪૪ વરસોમાં અફગાન ઘાટોને રસ્તે વારંવાર આવતા. તેમજ ધક્કરો ને મેવાતના ડુંગરી લોકો દિલ્હી સુધી લૂંટ કરતા હતા. તથા રજપૂતો વારંવાર સામા થતા તેથી ગુલામ રાજાઓથી ઉત્તરહિંદ માત્ર અડધું જીતાયું હતું.

## ખીલજીવંશ ૧૨૯૦-૧૩૨૦-૩૦

**જલાલુદ્દીન**—૧૨૯૦-૧૨૯૫ એ ૭૦ વરસની ઉમરે ગાદીએ

બેઠો. એ દયાળુ ને ભોળો હતો. તેથી એના રાજમાં ઘણાં બંડ થયાં. એણે ૧૨૯૨ માં મોગલોને હરવ્યા ને એનો ભત્રીજો અલાઉદ્દીન જે કરા ગામનો સુબો હતો. તેણે ચઢાઇઓ કરી ભીલસા નામે બુદ્ધ દેવળ વાળું નગર લૂટયું તથા બુદેલખંડને માળવાનાં બંડ સમાવ્યાં. ત્યાર પછી તેણે દક્ષિણમાં જઇ રાજા રામદેવને હરાવી તેની રાજધાની દેવગીરી લૂટયું ને પુષ્કળ ધન આણ્યું. એ ધનમાં ભાગ આપવાને બાને પોતાના કાકા જલાલુદીનને બોલાવ્યો ને માર્યો અને પોતે રાજા થયો.

**અલાઉદ્દીન—૧૨૯૫–૧૩૧૫** એણે ઘણાં ખુન કર્યાં તેથી એ ખુની કહેવાયો. પ્રથમ એના ભત્રીજા સુલેમાન વિગેરેએ બંડ કર્યાં તેથી તેમને માર્યા, ત્યાર પછી પોતાના ભાઇ અલીફખાંને તથા વજીર નસરતખાંને ગૂજરાત જીતવા ૧૨૯૭ માં મોકલ્યા, તેમણે ત્યાંના રાજા કરણને હરાવી તેની રાણીઓ કમળાદેવી વિગેરેને પકડી આણી તથા ખંભાત લૂટી મલેકકાફુર નામે ગુલામ લાવ્યા જેણે આગળ જતાં મોટાં પરાક્રમ કર્યાં. તે પછી અલાઉદ્દીને ઇ. સ. ૧૩૦૦ માં રણથંભોર અને ૧૩૦૩ માં ચીતોડઘઢ જીત્યાં. એમ ઉત્તરમાં જીત કરી ૧૩૦૩ માં મલેક કાફુરને સરદાર બનાવી દક્ષિણ મોકલ્યો. તેણે ૧૩૦૬ માં માળવા, ખાનદેશ ને મહારાષ્ટ લીધાં તથા દેવગીરીના રાજા રામદેવને પકડી આણી તાબેદારી કબુલ કરાવી. એ પછી કાફુરે ૧૩૦૯ માં વરંગુળને ૧૩૧૦ માં કર્ણાટક લીધાં ને ૧૩૧૩ માં ઠેઠ રામેશ્વર સુધી જીત કરી રામના સેતુએ મસીદ બાંધી. અલાઉદીનના રાજ્યમાં મુગલોએ સાતવાર હુમલા કર્યા. તેમાં પહેલા બે હુંમલા ૧૨૯૭–૯૮ માં ને ત્રીજો હુમલો ૧૨૯૮ માં કર્યો. એ વખતે મુગલ સરદાર પુતલુધ્રખાં હતો. ચોથો હુમલો ૧૩૦૩ માં દિલ્લી ઉપર અને તે પછીના ત્રણ હુમલા ૧૩૦૪ માં રોહીલખંડ ઉપર કર્યાં. એ બધી વખત તેઓ હાર્યાને માર્યા ગયા.

**અલાઉદ્દીનના રાજ્યનો અંત**—એ બાદશાહ અનિશ્ચિત

ખાવાથી માંદો પડયો ને ઇ. સ. ૧૩૧૫માં મરણ પામ્યો. એ વિષે એમ કહેવાય છેકે કાફુરે તેને ઝેર દીધું. એના અંતના વખતમાં રાજ્યની માઠી વલે થઇ. ગૂજરાતમાં હિંદુઓએ બંડ કર્યું, ચીતોડગઢ રજપૂતોએ પાછો લીધો અને દક્ષિણમાં મુસલમાની થાણાં હાંકી કહાડી રામદેવનો જમાઇ હરપાળ સ્વતંત્ર થયો.

**અલાઉદ્દીનના ગુણદોષ**—એ લડવૈયોને બહાદુર હતો તથા એના કાયદા સારા હતા ને એના વખતમાં રાજ્યનો ફેલાવો પણ ઘણો થયો હતો. પરંતુ એ ઘણો અભિમાની, ધર્માંધ, જુલમી અને ખુની હતો એણે માણસ જાત મારવામાં કંઇ પણ દયા રાખી નહીં તેથી એ ઇતિહાસમાં ખુની અને સાધારણ લોકમાં અલાઘીઆ ખુની નામે ઓળખાય છે. એણે દિલ્લીમાં વસ્તીની ભીડ થવાથી ૧૫ હજાર મુગલોનેમારી નંખાવ્યા તથા કેટલાકને ગુલામ કરી વેચ્યા હતા.

**મુબારક**—૧૩૧૬–૧૩૨૦ કાફુરે અલાઉદ્દીન પછી તેના ચોથા દીકરા ઉમરને ગાદીએ બેસાડયો ને મોટા બે દીકરાની આંખો ફોડી તથા ત્રીજા મુબારકને મારી નંખવા મારા મોકલ્યા. મુબારક મારાને લાંચ આપી બચ્યો, એણે કાફુરને તથા પોતાના મોટા બે ભાઇઓને અને મારાને મારી નંખાવ્યા ને ઊમરને આંધળો કર્યો, પછી પોતે ગાદીએ બેઠો. એ મુબારકે ગુજરાતનું બંડ સમાવ્યું તથા દક્ષિણમાં હરપાળને હરાવી મારી નાંખ્યો ને કેટલાક કરવેરા માફ કર્યા. પછી રાજ્ય વજીર ખુશરૂખાંને સોંપી પોતે મોજમજામાં પડયો. એ ખુશરૂખાંએ તેને માર્યો ને પોતે રાજા થયો.

**ખુશરૂખાં**–૧૩૨૦–૧૩૨૦ એ વટલેલો નીચો જાતનો હિંદુ હતો. એ ખરા મનથી મુસલમાન થયો નહોતો, તેથી એને ફરી હિંદુરાજ સ્થાપવાનો વિચાર થયો હતો પણ એ હલકી જાતનો હોવાથી રજપૂતોએ તેને માન આપ્યું નહીં. એણે મુસલમાની ધર્મને અપમાન પ-

સુચાડયું તેથી એની ફોજના સરદાર ગ્યાસુદીને બંડ કરી એને મારી નાખ્યો ને ખીલજીવંશનો અંત આવ્યો.

## તગલખવંશ. ૧૩૨૦—૧૪૧૪-૯૪.

**ગ્યાસુદીન**—૧૩૨૦—૧૩૨૫. એણે ખુશરૂખાંને હરાવી મારી નાખ્યો તેથી અમીરોએ તેને ગાદીએ બેસાડયો. એ બાદશાહે રાજનો સારો બંદોબસ્ત કર્યો તથા દિલ્લીની પાસે તગલખાબાદ નામે શેહેર વસાવી તેમાં રાજ્યધાની કરી. એના દીકરા જુમાખાંએ ૧૩૨૩ માં વરંગુળ જીત્યું ને એ પોતે ૧૩૨૪ માં બંગાળા પ્રાંતનો બંદોબસ્ત કરવા ગયો. રસ્તામાં આવતાં જુમાખાંએ તેને માર્યો ને પોતે રાજા થયો.

**૧ લો મહુમદ તગલખ**—૧૩૨૫—૧૩૫૧ જુમાખાનું બીજું નામ મહુમદ તગલખ છે. એ ભણેલો, ચતુર અને નિયમ પ્રમાણે ચાલનાર હતો. પરંતુ એનામાં ક્રુરતા, અવિચારીપણું અને આંધળાઇનું બળ વિશેષ હતું. એ રાજાનો એક દાંત પડયો હતો તેને ધામધુમથી દટાવી તેના ઉપર એણે મસીદ ચણાવી હતી.

**એનાં અવિચારી કામ**—એણે મુગલોને નાણાં આપી ખજાનો ખાલી કર્યો, ઇરાન તથા ચીન ઉપર ફોજ મોકલી અને દેવગીરીમાં ગાદી કરવાને મનસુબે તેનું નામ દોલતાબાદ પાડયું ને ત્યાં દિલ્લીના લોકને જવાનો હુકમ કર્યો તથા તાંબા પીતળનાં નાણાં ચલાવ્યાં.

**એના અવિચારી કામથી થયેલું નુકશાન**—ખજાનો ભરવા ભારે કર બેસાડયા તેથી લોકો સામા થયા, ઇરાન જનારી ફોજ પગાર ન મળવાથી વીખરાઇ ગઇ. ચીન મોકલેલી ફોજ રસ્તામાં મરી ગઇ અને દેવગીરીમાં જવા આવવામાં હજારો લોક ખરાબ ખાસ્તા થઇ ગયા. તથા તાંબા પીતળનાં નાણાંથી વેપાર રોજગાર પડી ભાગ્યો.

**એની ક્રુરતા**—એની ક્રુરતા હદપાર હતી. ગંગા જમના વચ્ચેના દેશમાં દશ અને વિશઘણો વેરો વધાર્યો તેથી ખેડુતો ઘરબાર

છોડી નાશી ગયા ત્યાં તેમને કાપી નાંખ્યા. એ રીતે મોટા કનોજ શહેરના લોકનો પણ ઘાત કરાવ્યો હતો. વળી એવા વખતમાં બારે દુકાળ પડયો હતો તેથી લોકના દુઃખની કંઇ સીમા રહી નહોતી.

**એના વખતમાં થયેલાં બંડ**– એણે મુસલમાની ધર્મ વધારવા આગ્રહ કર્યો તેથી તથા હિંદુઓને મોટા અધિકાર ન આપ્યા તેથી એના રાજ્યમાં ઘણાં બંડ થયાં તથા કેટલાક પ્રાંતો સ્વતંત્ર થયા. માળવા, પંજાબ, બંગાળા, દક્ષિણ અને ગુજરાતમાં તથા બેહરમાં બંડ થયાં ને નીચલો બંગાળા, કરોમાંડલ કાંઠો, કર્ણાટક અને તેલંગણ એ પ્રાંતો સ્વતંત્ર થયા તથા દક્ષિણમાં એના સરદાર જાફરખાંએ નવું બ્રાહ્મણી રાજ્ય સ્થાપ્યું.

**૧ લા મહંમદ તગલખનું મરણ**–એણે દરેક બંડ સમાવતાં ઘણી નિર્દયતા કરી. માળવામાં એના ભત્રિજાએ બંડ કર્યું હતું. તેની એણે જીવતાં ચામડી ઉતરાવી અને પંજાબના સૂબાએ બંડ કર્યું તેથી તેને ગરદન માર્યો. બીજાં બંડ સમ્યાં નહોતાં. ગુજરાતમાં બીજીવાર બંડ થયું. ત્યાંના બંડખોરો સિંધ તરફ નાઠા. તેની પછાડી પડતાં ઠઠ્ઠામાં તેનું મોત થયું ને તેનો ભત્રિજો ફિરોજુદીન ગાદીએ બેઠો. ઇ. સ. ૧૩૫૧.

**ફિરોજુદ્દીન**—૧૩૫૧—૧૩૮૮. એણે રીબાવીને મારવાની તથા નાક કાન કાપવાની ચાલ બંધ કરીને લોકોને માથેથી ભારે કર ઉતાર્યા. એ ઇનસાફી અને દયાળુ હતો પણ લડાઇના કામમાં ખબડદાર નહોતો તેથી દક્ષિણ તથા બંગાળાની સ્વતંત્રતા કબુલ રાખી. એ પાદશાહે રૈયતના સુખને સારૂ કુવા, તળાવ, ધર્મશાળાઓ, વિદ્યાશાળાઓ અને દવાખાનાં કરાવ્યાં તથા મસીદો ને પુલો બંધાવ્યા તથા ખેતીને સારૂ નેરો ખોદાવી. તેમાંની જમનાં નદીની નેરતો હજુ પણ છે.

**૨ જો મહમદ તગલખ ને તૈમુરલીંગ**—૧૩૮૮—૧૪૧૨.

ફીરોજુદ્દીન પછી ગ્યાસુદીન બીજો, અને અબુબકર, નાસરૂદ્દીન તથા સિકંદર પાદશાહ થયા, તેમના વખતમાં કંઇ જાણવા જેવું બન્યું નથી. પણ તે પછી ૧૩૯૨ માં થયેલા છેલ્લા મહમદ તઘલખના વખતમાં ૧૩૯૮ માં સમરકંદથી તૈમુરલીંગ આવ્યો. તેણે મહમદને હરાવી નસાડયો ને દિલ્હીમાં પાંચ દહાડા લૂટ તથા કતલ કરી તે પછી મીરતની કતલ કરી તે હરદ્વાર ગયો. એટલે મહમદે ગુજરાતથી આવી રાજનો ફરી કબજો લીધો. તે ૧૪૧૨માં મરી ગયો. એ દમ વગરનો હતો તેથી એના વખતમાં માળવા, ગુજરાત, જવાનપુર અને ખાંનદેશ વિગેરેના હાકેમો સ્વતંત્ર થયા. મહમદ તઘલખના મરણ પછી દોલતખાં લોદીએ બે વરસ રાજ કર્યું એ દોલતખાં લોદીને પંજાબના સુબા ખીજરખાંએ હરાવી રાજ લીધું.

## સૈયદવંશ. ૧૪૧૪—૧૪૫૦—૩૬

**ખીજરખાં**—એ ૧૪૧૪માં ગાદીએ બેઠો ને ૧૪૨૧માં મરી ગયો, એના પછી મુબારક, મહમદ અને અલાઉદ્દીન થયા. એ દમ વગરના હોવાથી એમના વખતમાં પ્રાંતો સ્વતંત્ર થયા ને દિલ્હીની હદ છેક ઘટી ગઇ તેથી બેલોલખાં લોદીને રાજ આપી છેલો અલાઉદ્દીન દિલ્હીની ઉત્તરે બુદાયુ નામે ગામમાં રહેવા ગયો. ઇ. સ. ૧૪૫૦

## લોદીવંશ. ૧૪૫૦—૧૫૨૬–૭૬.

**બેલોલખાં**—૧૪૫૦-૧૪૮૮. એણે ૨૬ વરસ સુધી લડી જુનાનપુરના રાજાને તાબે કર્યો. તે પછી ૧૪૮૮ માં મરી ગયો. એના પછી સિકંદર થયો એણે હિંદુઓને ઘણું નુકશાન કર્યું એના વખતમાં આગ્રામાં ગાદી થઇને ફીરંગી આવ્યા તથા નનકપંથ નીકળ્યો એ ૧૫૧૭માં મરણ પામ્યો ને પછી ઇબ્રાહિમ બેઠો. એના ઉપર તૈમુર વંશના બાબરે ચડાઇ કરી. તેની જોડે ૧૫૨૬માં પાણીપતમાં લડાઇ થઇ તેમાં ઇબ્રાહિમ હાર્યો ને માર્યો ગયો.

**દક્ષિણનાં રાજ્ય**—મોગલવંશની શરૂઆતમાં દક્ષિણમાં ચેરા,

ચૌલા, પાંડય અને વિજયનગર તથા બ્રાહ્મણી વંશનાં રાજ હતાં. તેમાં પેહેલાં ચાર હિંદુ અને છેલ્લું એક મુસલમાની રાજ્ય હતુ. ચેરની રાજધાની તાલ્કદ હતુ તેમાં ૫૦ રાજા થયા. ચૌલાની રાજધાની કુંભકોનમ અને તાંજોરમાં હતી એમાં ૬૬ રાજા થયા. પાંડયની રાજધાની મધુરામાં હતી. એમાં ઘણા રાજા થયા. ૧૧૬ મા રાજાને મલેક કાફુરે માર્યો હતો. એની ગાદીએ જેટલા રાજા થયા તેટલા યુરોપના કોઇ રાજ્યની ગાદીએ થયા નથી. વિજયનગરમાં નરસિંઘ વંશનો અમલ હતો. દક્ષિણનો પ્રમાણીક ઇતિહાસ એ વંશથી શરૂ થાય છે. એ રાજ્યનો અંત તાલીકોટની લડાઇમાં મુગલોએ આણ્યો. પણ તેના વંશજોએ જાગીરો મેળવી જૂદાં જૂદાં રાજ સ્થાપ્યાં. મ્હેસૂરના રાજા, અન્નગુડીના રાજા અને મદ્રાસના પોલેગાર લોકો એ વંશના છે. એક રાજકુમારે ચંદ્રગીરીમાં રાજ સ્થાપ્યું હતુ તેના વંશે ૧૬૩૯ માં મદ્રાસની જગા ઇંગ્રેજોને આપી.

**બ્રાહ્મણીવંશ**—ઇ. સ. ૧૩૦૩ માં અલાઉદ્દીને દક્ષિણ જીત્યો ત્યારથી દક્ષિણમાં મુસલમાની રાજ્ય થયું. બ્રાહ્મણીવંશ પેહેલા મહમદ તગલખની પડતીના વખતમાં તેના સરદાર જાફરખાંએ સ્થાપ્યો. એ સરદાર દિલ્લીમાં કાંગા નામે બ્રાહ્મણને ઘેર ગુલામ હતો. એ બ્રાહ્મણે એના ઉપર ઘણી પ્રીતી રાખી હતી તે ઉપરથી પોતાના વંશનું નામ એણે બ્રાહ્મણી પાડયું. એ વંશ ૧૩૪૭ થી ૧૫૨૫ લગી ૧૭૮ વરસ ચાલ્યો. એની રાજધાની પ્રથમ ગુલબર્ગ, પછી વરંગુળ અને છેલ્લે બિડરમાં થઇ હતી. એ રાજ્ય ઘણું જબરૂં હતું પણ માંહોમાંહેના કુસંપથી તેની પડતી થઈ અને અદિલશાહી, કુતબશાહી, નિજામશાહી તથા ઇમાદશાહી ને બરીદશાહિ એ પાંચ ભાગ પડયા.

**અદિલશાહી**—એ રાજ્ય અદિલશાહે ૧૪૮૯ માં વિજાપુરમાં સ્થાપ્યું. તેનો ૧૬૮૬ માં ઔરંગજેબે અંત આણ્યો.

**કુતબશાહી**—એ રાજ્ય કુતુબશાહે ૧૫૧૨ માં ગોવળકાં-

ડામાં સ્થાપ્યું એનો પણ ૧૬૮૮ માં ઔરંગજેબે અંત આણ્યો.

**નિજામશાહી**—એ રાજ્ય નિજામશાહે ૧૪૫૦ માં અહમદનગરમાં સ્થાપ્યું. તેને ૧૬૩૬ માં શાહજહાંએ જીત્યું. એ રાજ્યમાં મલીક અંબર થયો તેણે પેહેલવેહેલી દક્ષિણમાં જમાબંદી બાંધી.

**ઇમાદશાહી**—ઇમાદશાહે એ રાજ્ય ૧૪૮૪ માં ઇલીચપુરમાં સ્થાપ્યું. તેને ૧૫૭૨ માં નિજામશાહે જીત્યું.

**બરીદશાહી**—બરીદશાહે ૧૪૯૮ માં એ રાજ્ય બિડરમાં સ્થાપ્યું. તેને ૧૬૫૭ માં ઔરંગજેબે જીત્યું.

## ઉત્તર હિંદનાં સ્વતંત્ર રાજ્ય.

દક્ષિણમાં જેમ બ્રાહ્મણી રાજ્ય સ્વતંત્ર થયાં હતાં તેમ ઉત્તરમાં બંગાળા, માળવા, ગૂજરાત અને જોનપુર વિગેરે મુસલમાની રાજ્યો તથા ચિતોડ, જયપુર ને જોદ્ધપુર વિગેરે રજપૂત રાજ્યો સ્વતંત્ર થયાં હતાં.

**બંગાળા**—એમાં ૧૩૪૦ માં ૧ લા મહમદ તગલખના વખતમાં ફકરૂદીને સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. એને ૧૫૭૬ માં અકબરે જીત્યું.

**માળવા**—એમાં ૧૪૦૧ માં બીજા મહમદ તગલખના વખતમાં દિલાવરખાંએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તેને ૧૫૩૧ માં ગૂજરાતના પાદશાહ બહાદુરશાહે જીત્યું.

**ગુજરાત**—એમાં ૧૩૭૧ માં બીજા મહમદતગલખના વખતમાં જાુફરખાને સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. એને ત્રીજા મુજફ્ફર પાસેથી ૧૫૭૩ માં અકબરે જીત્યું. એમાં પેહેલો અહમદશાહ તથા બીજો મહમદ બેગડો નામે જબરા પાદશાહ થયા. તેમાં અહમદશાહે ૧૪૧૧–૧૨ માં અમદાવાદ વસાવ્યું ને મહમદ બેગડે જુનાગઢ તથા પાવાગઢ જીત્યાં.

**જબાનપુર**—એમાં પણ બીજા મહમદતગલખના વખતમાં ૧૩૯૩ માં ક્વાજહાંને સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું તેને ૧૪૭૮ માં બહીલોલ લોદીએ જીત્યું.

**ચિતોડ, જયપુર, જોધપુર, બુંદી વિગેરે રજપુત રાજ્યો**- એ ફીરોઝુદ્દીન તગલખનાવખતમાં સ્વતંત્ર થયાં. તેમને મુગલોએ આ-ધીન કર્યાં. ચિતોડમાં પ્રખ્યાત ભક્તાંણી મીરાંબાઇનો વર કુંભોરાણો થયો તેણે ૧૪૪૦ માં માળવાના પાદશાહને કેદ કર્યો હતો.

---

# प्रकरण ११ मुं.

## મોગલવંશ ૧૫૨૬—૧૮૫૮—૫૩૨.

**બાબર**—૧૫૨૬-૧૫૩૦ એ બાપની પછી ૧૨ વરસની ઉમરે તાતારદેશમાં નાનાફરગાનની ગાદીએ બેઠો પછી પરાક્રમ કરી તૈમુરની રાજધાની સમરકંદ જીત્યું પણ ઉસ્બેક લોકે તેને કહાડી મૂક્યો. ત્યાંથી તેણે જઇ કાબુલનું રાજ્ય જીત્યું. ઇ. સ. ૧૫૦૪. તે પછી તેણે ૧૫૨૬ માં પંજાબના સૂબા દોલતખાંલોદીના બોલાવ્યાથી હિંદ ઉપર ચડાઇ કરી. તેના સામા પાણીપતના રણમાં દિલ્લીનો પાદશાહ ઇબ્રાહીમલોદી લડયો. તેમાં તે હાર્યો ને દીલ્લીપતી બાબર થયો. ત્યાર પછી મેવાડનો રાણો સંગ બીજા રાજાઓની મદદ લેઇ બાબર સામા લડવા આવ્યો તેને ૧૫૨૭માં શીકરી આગળ હરાવ્યો. આ લડાઇમાં બાબર ઘણો સપડાયો હતો તેથી જીવતાં સુધી દારૂ પીવાની પ્રતિજ્ઞા લીધી. પછી ૧૫૨૮ માં બાબરે ચંદેરી જીત્યું ને ૧૫૩૦ માં આગ્રામાં મરી ગયો. બાબર એનો અર્થ સિંહ એવો થાય છે. એ તૈમુરથી છઠ્ઠો પુરૂપ હતો. એ શૂરો, ધીરજવાન, આનંદી અને પ્રેમી હતો. એને ફુલનો શોખ ઘણો હતો.

**હુમાયુ**—૧૫૩૦-૧૫૫૬. બાબરને ચાર દીકરા હતા. હુમાયુ, કામરાન, હિંદાલ ને મિરજાઅસ્કરી. તેમાં વડો હુમાયુ ગાદીએ બેઠો. ૧૫૩૦. એને મધ્ય એશીઆમાંથી આવતી મદદ બંધ પડી તોપણ એણે પરાક્રમ કરી ૧૫૩૫ માં ગૂજરાતના પાદશાહ બાહાદુરશાહને મંદેશર

આગળ હરાવ્યો. તે પછી ચાંપાનેરના રાજા પતાઇરાવળને હરાવી ચાંપાનેર જીત્યું. એવામાં અફ્ગાન સરદાર શીરશાહે બળવો કર્યો ને બંગાળા તથા બહાર જીત્યાં. તેના સામા હુમાયુએ ૧૫૩૯માં બકસર આગળ ને ૧૫૪૦ માં કનોજ આગળ લડાઇ કરી પણ તેમાં તે હાર્યોને ઇરાન તરફ મદદ લેવા નાઠો.

**શીરશાહ**—૧૫૪૦–૧૫૪૫–હુમાયુ નાઠાથી એ દિલ્લીપતી થયો. એણે લોકોને સારૂ રસ્તા, ધર્મશાળાઓ ને સદાવ્રતો બંધાવ્યાં. એ ઘણો કપટી હતો તેથી એણે રાયસેનના હિંદુઓને કપટથી માર્યા ને મારવાડના રાજા માલદેવને તેના સરદાર ઉપરથી ભરોસો ઉઠી જાય એવો કપટનો કાગળ લખ્યો. તે પછી તે ૧૫૪૫ માં કલિંજર લેતાં મૃત્યુ પામ્યો. તેની પછી તેનો દીકરો સલીમશાહ થયો, તેમાં દમ ન હોવાથી તેનું રાજ્ય તેના ભાઇ અદીલશાહે લીધું. એના વખતમાં બંગાળા, માળવા, અને પંજાબ વિગેરેના સૂબા સ્વતંત્ર થયા ને રાજ્યમાં ગડબડ થઇ. એવામાં શીઆ પંથ પાળવાની સરતે ઇરાનમાંથી ૧૪૦૦૦ સ્વારની મદદ લેઇ હુમાયુ આવ્યો ને અદીલશાહને હરાવી ફરીને દિલ્લામાં અમલ કર્યો. પણ એ ૧૫૨૬ માં પોતાના રંગમેહેલની નીસરણીએથી પડી મરણ પામ્યો. એના પછી એનો દોકરો અકબર ગાદીએ બેઠો.

**અકબર**—૧૫૫૬–૧૬૦૫. એ ગાદીએ બેઠો ત્યારે એનું વય ૧૪ વરસનું હતું તથાપી ૧૫૫૬ માં એણે પાણીપતના રણમાં અફ્ગાન સરદાર હેમુને સખત હાર ખવડાવી હતી. એના રાજ્યનો વહીવટ એના બાપના વખતનો પ્રધાન બેહેરામ ચલાવતો હતો. એ બેહેરામને ખાનખાના એટલે રાજ્યપિતા કહેતા. તેણેજ અકબરને રાજકાજમાં પાવરધો કરી અફ્ઘાન લડાઈમાં જય મેળવી આપ્યો હતો. એ બેહેરામમાં જુલમીપણું તથા અહંકાર એ અવગુણ હતા માટે અકબરે તેને પદભ્રષ્ટ કર્યો તેથી બેહેરામે બલવો કર્યો. તે અકબરે માફ કરી તેને પેન્સન

બાંધી આપ્યું. પછી બેહેરામ મક્કે જવા સારૂ નીકળ્યો ત્યાં રસ્તામાં કોઇ અફગાને પોતાના બાપનું વેર લેવા તેને મારી નાખ્યો.

**અકબરનાં કામ**—એણે પ્રથમ સ્વતંત્ર થએલાં મુસલમાની રાજ્ય જીતી પોતાના રાજ્યમાં ભેળ્યાં. પછી રજપૂત રાજ્યો ઉપર ચડ્યો અને તેને આધિન કર્યા. એટલુંજ નહીં પણ બળ તથા સગાઈ અને મિત્રાચારીથી પોતાનાં મદદગાર બનાવ્યાં. એ પ્રમાણે આખું હિંદ વશ કરી મરતી વખત તેણે ચક્રવર્તી રાજ્ય પોતાના છોકરાને સારૂ મેલ્યું.

**અકબરે લીધેલી રાજકન્યાઓ**—અકબરે જેપુર અને જોદ્ધપુરની રાજકન્યાઓ લીધી. ચીતોડ જીતાયું પણ તેણે કન્યા આપી નહિ. તેથી એ સીસોદીઆ આજ પણ રજપૂતોમાં માન પામે છે. એમનું રાજ હાલ ઉદેપુરમાં છે. જેપુરના રાજાની કન્યાને અકબર પોતે પરણ્યો હતો ને જોદ્ધપુરની કન્યાને પોતાના દિકરા જહાંગીર વેરે પરણાવી હતી.

**અકબરે હિંદુનાં મન મેળવવા કરેલાં કામ**—અકબરે હિંદુનાં મન મેળવવાને સારૂ જાતિભેદ રાખ્યા સિવાય તેમને મોટા મોટા અધિકાર આપ્યા, જુલમી વેરા બંધ કર્યા અને તેમના ધર્મ તેઓને સુખે પાળવા દીધા, તથા તેમને લાભ થાય એવા કાયદા કર્યા.

**હિંદુઓને આપેલા મોટા અધિકાર**—અકબરે જેપુરના રાજા ભગવાનસિંહને પંજાબના સુબા બનાવ્યા હતા. જોદ્ધપુરના રાજા માનસિંગને સેનાપતિ નીમ્યા હતા, અને રાજા ટોડરમલને વસૂલાત ખાતાનો કારભાર આપ્યો હતો. એ સિવાય બીજા ૫૧ હિંદુઓ ઘોડેસ્વાર ફોજના ઉપરી હતા. રાજા ટોડરમલે ઉત્તર હિંદમાં પેહેલ વહેલી જમાબંધી બાંધી જમીનની માપણી કરાવી.

**અકબરે હિંદુને લાભ થાય એવા કરેલા કાયદા**—એણે જજીઆવેરો માફ કરવાના, બાળલગ્ન અટકાવવાના તથા વિધવા વિવાહના અને સતી ન થવાના કાયદા કર્યા હતા. તેમજ સંસ્કૃત પુ-

સ્તકોના ફારસીમાં તરજુમા કરવ્યા હતા.

**અકબરે જીતેલાં મુસલમાની રાજ્યો**—એણે પ્રથમ બંગાળા, ઓઢીયા, ગૂજરાત, માળવા, કાશ્મીર, સિંધ અને કંદહાર એ ઉત્તરનાં, મુસલમાની રાજ્યો જીતી દક્ષિણ ઉપર ચઢાઇ કરી. દક્ષિણમાં અહમદનગરની ગાદી બાબત ચાર જણ દાવો કરતા હતા. તેમાંના એક જણે અકબરની મદદ માગી, તેથી અકબરે પોતાના દીકરા મુરાદને મોકલ્યો, તેના સામી ચાંદબીબી થઇ પણ જીતી નહીં તેથી તેણે વરાડ પ્રાંત આપી સલાહ કરી. ઇ. સ. ૧૫૯૬. બીજીવાર ફરી વરાડ પ્રાંતના સીમાડા બાબત તકરાર થઇ. ત્યારે અકબર પંડે ગયો. એવામાં ચાંદબીબીને કોઇએ મારી નાંખી તેથી અહમદનગર તાબે થયું પણ તે શાહજહાંના રાજ સુધી બરાબર જીતાયું નહોતું. ચાંદબીબી ઘણી બહાદુર હતી એનો જોડો ભરતખંડમાં બીજો થયો નથી.

**અકબરની રાજધાની**—અકબરે રાજધાનીને સારૂ ફતેપુર, શીકરી વસાવ્યું હતું પરંતુ આગ્રા વધારે સારૂ સ્થળ જણાયાથી દિલ્હી છોડી ત્યાં રાજધાની કરી ને ૧૫૬૬ માં તેનો કોટ ચણાવ્યો તે અદ્યાપી લગણ જમના નદી ઉપર ઝુકી રહ્યા છે.

**યુસફજી લોકનું બંડ**—અકબરના વખતમાં વાયવ્ય તરફના યુસફજી એટલે રોશનીઆ પંથ વાળાએ બંડ ઉઠાવ્યું હતું તેમના ઉપર રાજા ટોડરમલ્લ તથા માનસિંહે ચડાઇ કરી ને તેમના સરદાર જલાલને ઇ. સ. ૧૬૦૦ માં માર્યો.

**અકબરનું મરણ**—એ ૧૬૦૫ માં મરણ પામ્યો. એને આગ્રામાં સિકંદરાબાદના રોજામાં દાટયો છે. તેની કબર ઉપર ઓરાડવાને ઇંગ્રેજ ગવર્નર નોર્થબ્રુકે ૧૮૭૩ માં એક ભારે મુલની ચાદર આપી છે. અકબરને સલીમ, દાનીઆલ ને મુરાદ એ ત્રણ દીકરા હતા તેમાં છેલ્લા બે મરણ પામ્યા હતા ને સલીમ જીવતો હતો. તે

દારૂડીઓ ને બદ ચાલનો હતો તેથી તથા પોતાના *કુટુંબનાં કાવતરાંથી અકબર ઘડપણમાં દુખી થયો.

**અકબરનો નવો ધર્મ**—એના રાજમાં જૂદા જૂદા ધર્મ ચાલતા હતા તેથી ધર્મનો નિશ્ચય કરવા તેણે પોતાના દરબારમાં ભણેલા બ્રાહ્મણો, મુસલમાનો, યાહુદીઓ અને પારસીઓ તથા ખ્રિસ્તી ધર્મના પાદરીઓ રાખી ધર્મની તકરારો દર શુકરવારે કરાવી. અને સૃષ્ટિ પ્રાપ્ય ઇશ્વરજ્ઞાનને આધારે નવો ધર્મ સ્થાપ્યો. એના રાજમાં સર્વને મરજી મુજબ ધર્મ પાળવાની છુટ હતી. એ પોતે દરરોજ સુર્યને પુજતો તથા એની એક રાણી હિંદુ અને એક ખ્રિસ્તિ ધર્મ પાળનારી હતી.

**અકબરની રાજ રચના**—એણે રાજના પ્રાંત કરીને તેના ઉપર અકેકો સૂબો મૂકયો હતો. એ સુબાને લશ્કરી, ન્યાય અને વસુલાત ખાતાની સત્તા હતી. બધા મળી પંદર સૂબા હતા. સેનાપતીઓને જાગીરને બદલે પગાર આપવાનો ઠરાવ કર્યો હતો. દરેક ગામમાં ચોકીદારો વંશપરંપર હતા. મુખ્ય ન્યાયાધીશ દિલ્હીમાં રહેતો તેની મદદમાં બીજા શેહેરોમાં કાજીઓ હતા. પોલીસનો ઉપરી કોટવાળ હતો તે માજીસ્રેટનું એટલે ફોજદારી ઇનસાફનું કામ પણ કરતો હતો.

**અકબરની જમાબંદીની રીત**—એણે જમીન મપાવી દરેક વિઘે પાક નકી કર્યો હતો. તેમાંના ત્રીજા હિસ્સાના ધણી સરકારને ઠરાવ્યા હતા. એ ભાગને બદલે નાણું લેવાની પણ છૂટ હતી. હિંદમાં જમાબંદીનો મૂળ પાયો અકબરે નાંખ્યો હતો.

**અકબરનીપેદાશ**—અકબરના રાજની કુલ પેદાશ ૪૨ કરોડ રૂપીઆની ગણાઇ છે. તેમાં જમીનની ૧૭ા કરોડ અને બાકીની કરવેરાની હતી. તપાસ કરતાં માલમ પડે છે કે અકબર ઇંગ્રેજ કરતાં ત્રણ ઘણો વેરો લેતો હતો.

**અકબરના પ્રધાન**—અકબરને બે પ્રધાન હતા. એક રાજા

ટોડરમલ અને બીજો અબુલફજલ, ટોડરમલે જમાબંદીની રીત બાંધી અને અબુલફજલે " આઇને અકબરી " એટલે અકબરના કાયદાનું પૂ-સ્તક બનાવ્યું. એ સિવાય માનસિંગ, ભગવાનસિંગ તથા મીરજાખાં અને જેનખાં વિગેરે એના રાજમાં બહાદુર ને વિદ્વાન સરદારો હતા.

**અકબરનાં સુધારાનાં કામ**–એણે બાળલગ્ન કરવાની મના કરી, સતી થવાનો ધારો બંધ કર્યો, નાતરાં કરવાની છુટ આપી, જજી-આ વેરો માફ કર્યો, અને હિંદુઓને મોટી મોટી જગાઓ આપી, વિદ્યા તથા વિદ્વાનોને આશરો આપ્યો, જમાબંદી બાંધી ખેડુતોને સુખી કર્યા ને સર્વને મરજી મુજબ ધર્મ પાળવા દીધા એ એનાં સુધારાનાં કામ હતાં.

**અકબરના ગુણ**—અકબર રાજકાજમાં બહાદુર, દઢ તથા ઉદાર મનવાળો અને ક્ષમાવાન તથા શરણે આવેલા શત્રુ ઉપર દયા રાખનારો હતો. એ સ્વભાવે ચંચળ ને ઉદ્યોગી હતો તથા કદમાં ઉંચો ને શરીરે અંગ્રેજ લોક જેવો ગોરો હતો. એને ઉંઘ થોડી હતી તથા મિતાહારી એટલે માપ્રકસર ખાનાર હતો. એનો પો-શાક સાદો હતો. મુસલમાન પાદશાહોમાં અકબર સર્વોત્તમ થઇ ગયો.

**જહાંગીર**—૧૬૦૫–૧૬૨૭. અકબર પછી તેનો મોટો દી-કરો સલીમ એ જહાંગીર એટલે દુનીઆં જીતનાર એવું નામ ધારણ કરી ગાદીએ બેઠો. એણે બાવીસ વરસ અમલ કર્યો. એ બાવીસ વરસ ત્રણ કામમાં ગાળ્યાં. એક પોતાના દીકરાના અને સરદારના બળવા બેસાડી દેવામાં, બીજું પોતાની બેગમની સત્તા વધારવામાં અને ત્રીજું પોતાની મોજમજામાં.

**નુરજહાં**—(દુનીઆંનું તેજ) એ જહાંગીરની માનીતી બેગમ હતી એનો બાપ એને ઇરાનથી લેઇને આવ્યો હતો. એ ઘણી રૂપાળી તથા બહાદુર હતી. જહાંગીરે એને પ્રથમ પરણુવા ચાહ્યું હતું પણ અકબરને એ પસંદ ન હોવાથી તેને કોઇ સીપાઇ બહાદુર નામે સરદારની સાથે

પરણાવી. એ સરદારને જહાંગીરે પાદશાહ થયા પછી મારી નાખ્યો ને નુરજહાંને પોતે પરણ્યો. એ બાઇએ પ્રથમ જહાંગીર ઉપર સતા બેસાડી પોતાના બાપ તથા પોતાના ભાઇ અસોફખાંને મોટા અધિકાર અપાવ્યા.

**શાહજહાં**—જહાંગીર ને ખુરમ, ખુશરૂ, સહરીઆર ને પરવીઝ એ ચાર દીકરા હતા. તેમાંના ખુરમે ૧૬૧૪માં ઉદેપુરના રાણાને હરાવ્યો તેથી તેને શાહ અથવા શાહજહાં એવું નામ આપી કાબુલ ઉપર મોકલ્યો. તેણે ૫૦૦૦ રજપુત ફોજ સાથે જઇ કાબુલનું બંડ બેસાડી દીધું.

**શાહજહાંનો બળવો**—શાહજહાંનું પરાક્રમ જોઇને નુરજહાં બળતી હતી, માટે જહાંગીર પછી તેને ગાદી ન મળે અને સહરીઆરને* મળે એવી ગોઠવણ કરવા તે ચહાતી હતી, એ કારણ માટે જહાંગીરને તેણે ભંભેર્યો, તેથી જહાંગીરે તેનું લસ્કર મંગાવી લેવા હુકમ કર્યો પણ તે કપટની વાત શાહજહાંએ જાણી માટે લસ્કર ન મોકલતાં તે દક્ષિણ જઇ મલીકઅંબરને મળી ગયો ને બંડ ઉઠાવ્યું. તેને પકડવાસારૂ સરદાર મોહોબતખાં તથા શાહાજાદા પરવીઝને મોકલ્યો. તેથી તેણે માફ માગી.

**મોહોબતખાંનો બળવો**—જહાંગીરના રાજ્યમાં મોહોબતખાં સરદારની સત્તા ઘણી હતી, માટે તેના ઉપર પણ નુરજહાં બળતી હતી, તેથી તેના ઉપર ખોટાં તહોમત મુક્યાં. તેનો જવાબ દેવાને પાદશાહે તેને હજુરમાં બોલાવ્યો. તેણે ન આવતાં સામા થઇ બળવો ઉઠાવ્યો ને જહાંગીર તથા નુરજહાંને કેદ કર્યાં. ત્યાંથી તે કપટથી નાઠાં. ત્યાર પછી જહાંગીર કાસ્મીર ગયો ને ૧૬૨૭માં મરણ પામ્યો.

**જહાંગીરના રાજ્યની હકીકત**—જહાંગીરના રાજ્યની હકીકત સર ટામસરો નામે ઇંગ્રેજ વકીલે બરાબર લખેલીછે. એ વકીલ સન ૧૬૧૫માં વેપારની પરવાનગી લેવા આવ્યો હતો. તે લખે છે કે એની રાજ્યધાની આગ્રામાં હતી, એ બુદ્ધિવાન ને ઘણો વૈભવી

* સહરીઆર વેરે નુરજહાંએ પોતાની પેહેલા ધરની દીકરી પરણાવી હતી.

હતો, સોનાના રત્નજડીત સિંહાસન ઉપર બેસતો. દરબારનો ઠાઠ સારો હતો, પોતે દારૂ પીતો પણ રૈયતને પીવાની મનાઇ કરી હતી. રાજ્યનું કામ ડહાપણ અને ઇન્સાફથી કરતો ને ઘંટના સંબંધવાળી સાંકળ કિલ્લાથી જમીન સુધી લટકતી રાખી તેની મારફત સર્વેની ફરીયાદ સાંભળતો હતો, પણ ઇજારદારોનો જુલમ બહુ હતો તથા દક્ષિણની હાલત ખરાબ થઇ હતી. એ એના બાપનો ધર્મ પાળતો હતો," એનો હુકમ પાછો ફરતો નહીં, તેથી આજ પણ કહેવાય છે કે "જહાંગીરી હુકમ." એના રાજ્યની પેદાશ ૫૦ કરોડની હતી. એના વખતમાં બટાટા, તંબાકુ અને મકાઇ હિંદમાં પેહેલવેહેલાં દાખલથયાં.

**શાહજહાં**—૧૬૨૭–૧૬૫૮. જહાંગીર મરણ પામ્યો તે વખતે શાહજહાં દક્ષિણમાં હતો. તેણે આવી સરદાર મોહોબતખાં તથા અસોફખાનની મદદથી ગાદી લીધી, ને નુરજહાંને દરમાયો બાંધી આપી તેના પક્ષના સહરીઆર વિગેરેને મારી નાંખ્યા. એણે માળવાના સુબા ખાંજહાં લોદીએ કરેલું બંડ સમાવ્યું તથા બલ્ખ અને કંદહાર જીત્યાં તેમજ દક્ષિણમાં ઇલીચપુર અને બેદરગઢ જીત્યાં તથા એના દીકરા ઔરંગજેબે વિજાપુર અને ગોવળકાંડાના રાજા પાસેથી ખંડણી લીધી, પરંતુ કંદહાર ઇરાનીઓએ પાછું લીધું હતું. એના વખતમાં મરેઠા જોરપર આવ્યા ને તેમના સરદાર શાહજીએ અહમદનગરની વજીરાત લીધી.

**શાહજહાંએ બાંધેલી ઈમારતો**—એણે આગ્રામાં અને દિલ્લીમાં ભભકાબંધ ઇમારતો બાંધી ઘણો વખત મોજમજામાં ગાળ્યો. આગ્રામાં પોતાની રાણીની કબર ઉપર તાજમેહેલ નામે સુંદર ઇમારત બંધાવી છે, તે આખી દુનીઆમાં બહુ વખાણાય છે, તેમજ દિલ્લીની મોટી જુમામસીદ અને રાજમેહેલ તથા મુલાકાતનો મેહેલ એ પણ બહુ વખાણવા જોગ છે.

**શાહજહાંના રાજ્યની પેદાશ**—એના વખતમાં દેશ આબાદ તથા રૈયત સુખી હતી ને રાજ્યની પેદાશ ઘણી હતી. અકબ

રના વખતમાં જમીનની પેદાશ ૧૭ા કરોડ રૂપીઆની હતી. તે વધીને એના વખતમાં ૨૨ કરોડની થઇ હતી. એ પણ એના બાપની પેઠે ઘણો મોજશોખી હતો. એણે પોતાને બેસવા સારૂ રત્નજડીત મોરના ઘાટનું સોનાનું સિંહાસન બનાવ્યું હતું. એ સિંહાસનમાં જડેલા રત્નોની કીંમત ૬ાા કરોડ રૂપીઆ ગણાઇ છે.

**ઔરંગજેબનો બળવો**—શાહજહાંને દારા, સુજા, મુરાદ, અને ઔરંગજેબ એ ચાર દીકરા હતા. તેમણે તેને મોટા મોટા અધિકાર આપ્યા હતા. એ દરેકના સ્વભાવ જૂદા જૂદા હતા. દારા ને મૂરાદ ભોળા હતા, સુજા બાયલો હતો તથા ઔરંગજેબ કપટી ને બહાદુર હતો ઇ. સ. ૧૬૫૭ માં શાહજહાં માંદો પડયો ત્યારે દારાને સુજા પોતાને પાદશાહ કહેવડાવવા લાગ્યા ને માંહોમાંહે લડયા, તેમાં સુજા હાર્યો. તેમજ ઔરંગજેબે મુરાદને પક્ષમાં લેઇ દારાને તથા એના સરદાર જસવંતસિંહને આગ્રા અને ઉજ્જન આગળ ઇ. સ. ૧૬૫૭ માં હરાવ્યા. એવામાં શાહજહાં સાજો થયો, તેની પાસે ઔરંગજેબે ગાદી માગી પણ તેણે આપી નહીં તેથી તેણે તેને કેદ કરી ગાદી લીધી. શાહજહાં ૮ વરસ કેદખાનું ભોગવી ૧૬૬૬ માં આગ્રામાં મરી ગયો.

**ઔરંગજેબ**—૧૬૫૮—૧૭૦૭—એના રાજ્યની મુખ્ય બીનાઓમાં ભાઇઓનાં ખુન, સ્વતંત્ર મુસલમાની રાજ્યોનું જીતવું અને મરેઠા તથા રજપૂતો સામી લડાઇ.

**ભાઇઓનાં ખૂન**—એણે પેહેલાં વડાભાઇ દારાને મરાવી નાખ્યો પછી બીજા ભાઇ સુજાને હરાવી આરાકાનમાં નસાડયો તે ત્યાં મરાયો. અને છેલ્લે નહાનાભાઇ મુરાદને બંધીખાનામાં નાખી શીરછેદ કરાવ્યો. તેમજ દારાના દીકરા સુલેમાનને પણ મારી નંખાવ્યો.

**દક્ષિણનાં સ્વતંત્ર મુસલમાની રાજ્યો**—દક્ષિણમાં ઘણાં રાજ્ય સ્વતંત્ર હતાં તેના સામા ઔરંગજેબ લડયો. તેમાં બીડર, ઇલીચ-

પુર અને અહમદનગર તો તેણે પોતાના બાપના વખતમાં જીત્યાં હ-તાં. બાકીનાં ગોવળકોંડા અને બીજાપુર સાથે ૨૫ વરસ લડાઇ ચ-લાવી. તેમાં ૫ વરસતો પંડે રણક્ષેત્રમાં રહ્યો ત્યારે પૂર્ણ જીત થઇ (૧૬૮૮.) એટલામાં નવું મરેઠી રાજ્ય ઉત્પન્ન થયું.

**મરેઠી રાજ્યની સ્થાપના**—૧૬૬૪–૧૬૮૦. મરેઠી રાજ્યની સ્થાપના શિવાજી મહારાજે કરી. એ ૧૬૬૪ માં રાજા થયો ને ૧૬૭૪માં છત્રપતી થઇ રાયગઢમાં પોતાનો રાજ્યાભિશેક કરાવ્યો. ત્યાર પછી છ વ-રસે મરણ પામ્યો. એ શીવાજીએ ઔરંગજેબના વખતમાં ૧૬૭૦માં મુ-ગલાઈ રાજ્યમાંથી ચોથ લીધી હતી. તથા ઔરંગજેબનો દીકરો અ-કબર તેની સાથે મળી ગયો હતો. શીવાજી પછી તેનો દીકરો સંભાજી થયો, એને ઔરંગજેબે ૧૬૮૯ માં નિર્દયપણે મારી નાંખી તેનાં બૈરાં છોકરાંને કેદ કર્યાં ને તેના પુષ્કળ કીલ્લા તથા રાજધાની કબજે કરી પણ મરેઠાએ બીજા સરદાર રાજારામને ગાદીએ બેસાડી તેને જીંજીગઢમાં રા-ખ્યોને પોતાના કિલ્લા ૧૭૦૫માં પાછા લીધા. ઔરંગજેબે ઘણી મેહેનત કરી પણ મરેઠા લોકો જીતાયા નહીં ને તેમણે લૂટફાટ કરી તેને હેરાન કર્યો.

**ઔરંગજેબની ભૂલ**—આ વખતે ઔરંગજેબે એક ભૂલ ખાધી તે એકે તેણે વૃદ્ધિ પામતાં મરેઠી રાજ્યનો નાશ કરવા મુસલમાની રાજ્યો જોડે સંપ કર્યો નહિ. જો એણે ઉત્તર ને દક્ષિણના તમામ મુસલમાની રાજ્યો જોડે સંપ કર્યો હોતતો કદાચ મરેઠી રાજ નાશ પામત.

**ઔરંગજેબનું મૃત્યુ**—ઔરંગજેબને મરતી વખત ઘણું દુઃખ થયું હતું. તેની ફોજ નબળી થઇ ગઇ તથા તે તેના કબજામાં રહી નહીં. વળી મરેઠા ઉપરાછાપરી છાપા મારી સંતાઇ જતા હતા, તેમને ચોથ આપવા તથા તેમની જોડે સલાહ કરવા મનસુબો કર્યો હતો. તે પાર પડ્યો નહીં, પછી તેના મનમાં આવ્યું કે મેં મારા બાપને જેવું દુઃખ દીધું હતું તેવું દુઃખ મારા દીકરા મને દેશે. એવા દુખમાં ને વેહે-

મમાં તે અહમદનગરમાં ૧૭૦૭ મરણ પામ્યો.

**મીરજુમલાની આસામ ઉપરની ચડાઇ**—ઔરંગજેબના સરદાર મીરજુમલાએ ૧૬૬૨ માં આસામ ઉપર છડાઇ કરી હતી,ત્યાં એનું લસ્કર રોગીષ્ટ ભુમીને લીધે નબળું થઇ ગયું તથા દેસીઓના ધાડાં આસપાસ વિંટળાઈ વળયાં ને ખોરાક રોકાઇ ગયો એટલુંજનહીં પણ મીરજુમલા રસ્તામા મરી ગયો તેથી એ ચડાઇ નીષ્ફળ ગઇ હતી.

**ઔરંગજેબની રજપુતો ઉપરની ચઢાઇ**—અકબર રજપુતો જોડે સ્નેહભાવથી વર્ત્યો તેથી તે તેના મદદગાર થયા, પણ ઔરંગજેબ ધર્માંધપણે દ્વેષથી તેમની જોડે વર્ત્યો તેથી તે સામા થયા, એના વખતમાં જેપુર, જોધપુર અને ઉદેપુર એ ત્રણ મોટાં રાજ્ય હતા, તેમાના જેપુર અને જોધપુરવાળાને તેણે દગાથી મરાવ્યા તથા નિમકહલાલ રાજા જસવંતસિંહનાં બૈરાં છોકરાંને કેદ કરવાનો મનસુબો કર્યો હતો તેને ઉદેપુરના રાણા રાજસિંહે બચાવ્યાં, એ વિગેરે કારણથી ઔરંગજેબે ઉદેપુર ઉપર ચઢાઇ કરી, તેમાં રજપૂત સરદાર દુર્ગાદાસે ઘણું જોર માર્યું ને શાહજાદો અકબર રજપુતોને મળી ગયો તેથી તેણે હિમત હારી સન ૧૬૮૧માં રજપુતો જોડે સલાહ કરી.

**ઔરંગજેબે કરેલો જુલમ**–એણે હિંદુધર્મને નુકશાન કરવા તથા મુસલમાની ધર્મ વધારવા હિંદુઓ ઉપર ઘણો જુલમ કર્યો. સતનરામી નામે હિંદુ પંથીઓને તેણે ઘણા સતાવ્યા તેથી તે દિલ્લી પાસેના નારનોલ ગામમાં સામા થયા. તેમને બાદશાહે હરાવ્યા ને ગુસ્સે થઇ અકબરે માફ કરેલો જજીઆવેરો પાછો હિંદુઓ ઉપર નાખ્યો તથા તેમને રાજકાજમાંથી દુર કર્યા. આથી રજપુતો ઘણા ખીજવાયા, તેથી તેમણે માળવાના મુસલમાની પ્રાંતો ઉજડ કર્યા, મસીદો ભાગી નાખી અને મુલ્લાંઓનું અપમાન કર્યું તથા કુરાનને બાળી નાખ્યું.

**ઔરંગજેબના રાજ્યની ઉપજ**—એના રાજ્યની કુલ ઉ-

પજ ૮૦ કરોડ રૂપીઆની હતી, તેમાંની ૩૮ કરોડ જમીનની ને ૪૨ કરોડ કરવેરાની હતી. એ ઉપરથી માલમ પડે છે કે તે ઘણો કર લેતો હતો. એનું રાજ્ય ઉત્તરે કાશ્મીરથી તે દક્ષિણે કન્યાકુમારી સુધી અને પૂર્વે આસામથી તે પશ્ચિમે સિંધ લગી ફેલાયું હતું.

**ઔરંગજેબનાં લક્ષણ**—એ જાહેરમાં મુસલમાન પાદશાહને ઘટે તે પ્રમાણે ભભકાબંધ રહેતો પણ ખાનગી રહેણી સાદી રાખતો. કામમાં ઉદ્યોગી હતો ને ધર્મક્રિયા બરાબર પાળતો, કુરાનનાં વચન ઈઆદ રાખતો ને મુસલમાની ધર્મ વધારવા ચહાતો હતો. તેથી અકબર કરતાં એ મુસલમાનોમાં વધારે માન પામ્યો. એ પાદશાહ અકલવાન, બહાદુર તથા ડાહ્યો હતો. એણે રાજ્ય તથા ઉપજ વધારી. જો એણે બાપને રાજ્યભ્રષ્ટ, ભાઈઓનાં ખૂન અને હિંદુઓ ઉપર જુલમ ન કર્યો હોતતો એ ઘણો વખાણવા જેવો ગણાત.

## મુગલાઈ રાજની પડતી ૧૭૦૭–૧૮૫૮.

બાબરથી ઔરંગજેબ સુધીના છ જબરા પાદશાહોના વખતમાં મુગલાઈ રાજની પૂર્ણ ચડતી હતી પણ તે પછીના છ નબળા પાદશાહોના વખતમાં મુગલાઈ રાજની પડતી થઈ. અને તે પછીના ત્રણ પાદશાહતો માત્ર નામનાજ થયા. ઔરંગજેબને મોઆજીમ, આજીમ, કામબખ્સ અને મહમદ તથા અકબર એ પાંચ દીકરા હતા. તેમાંના છેલ્લા બે મરી ગયા હતા ને બાકીના ત્રણ જીવતા હતા. તેમણે ગાદીને સારૂ ઘણો જઘડો કર્યો, તેમાં જુલફીકારખાંની મદદથી બધાંને મારી મોઆજીમ બહાદુરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો.

**બહાદુરશાહ**—૧૭૦૭—૧૭૧૨–એને શાહઆલમ પેહેલો કહે છે. એનું રાજ એના વજીર જુલફીકારખાંના હાથમાં હતું. એના વખતમાં રજપૂત તથા મરેઠા સ્વતંત્ર થયા ને શીખ લોકોએ બંડ કર્યું તે સમ્યું નહીં. એના પછી એનો વડો દીકરો જહાંદારશાહ ભાઈ ભત્રીજાઓને મારી ગા-

દીએ બેઠો. એણે એક વરસ રાજ કર્યું ત્યારપછી તેની કતલમાંથી બચેલા ફરોખશીરે સૈયદ હુસેન તથા સૈયદ અબદુલાની મદદથી જહાંદારશાહ તથા તેના વઝીર ઝુલફીકારખાંને આગ્રાની લડાઇમાં મારી રાજ લીધું.

**ફરોખશીર**—૧૭૧૩—૧૭૧૯-એના વખતમાં જોધપુરનો અજીતસીંહ તથા બીજા રજપૂતો સ્વતંત્ર થયા તથા ૧૮૧૬ માં શીખ સરદાર બંદૂએ બંડ કર્યું તેથી તેને તથા તેના દીકરા અને તેનાં માણસોને ફરોખશીરે નિર્દયપણે મારી નાંખ્યાં. એ બાદશાહને કંઇ રોગ થયો હતો. ને ઇંગ્રેજ દાક્તર હેમીલ્ટને મટાડયો તેથી તેણે કેટલોક મુલક દાક્તરના કહેવાથી કંપનીને આપ્યો. પછી સૈયદો સાથે અણબનાવ થવાથી એનું મોત થયું. સૈયદોએ એના પછી ત્રણ બાળકોને ગાદીએ બેસાડયા, તેમાંના બે મરી ગયા ને ત્રીજા મહમદે રાજ કર્યું.

**મહમદશાહ**—૧૭૧૯—૧૭૪૮. એના વખતમાં સરદાર નિઝામ ઉલ્મુલકે ૧૭૨૦માં દક્ષિણ હૈદ્રાબાદમાં ગાદી સ્થાપી, તેમ તેના વઝીર સાદતખાંએ ૧૭૩૨માં અયોધ્યામાં રાજ સ્થાપ્યું તથા જોદ્ધપુરના અજીતસીંહે અજમેર લીધું ને મરેઠા દક્ષિણની ચોથ લેઇ ઉત્તરમાં ગયા તેમણે ૧૭૪૩માં માળવા જીત્યો. એવામાં ઇરાનનો નાદીરશાહ આવ્યો.

**સૈયદોના બળનો નાશ**-નિજામને તાબે કરવા હુસેન દક્ષિણમાં જતો હતો તેને કોઇએ મારી નાખ્યો ને અબદલાને ૧૭૨૦માં નિજામે શાહાપુરની લડાઇમાં હરાવ્યો. એ પ્રમાણે સૈયદોના બળનો નાશ થયો. એ સૈયદો બાદશાહ બનાવનાર કહેવાય છે. કેમકે એમણે ઘણા બાદશાહને ગાદીએ બેસાડયા હતા.

**નાદીરશાહ**—એ ૧૭૩૯ માં મહમદશાહ મોગલના વખતમાં આવ્યો હતો. એણે દિલ્હીમાં ૫૮ દિવસ કતલ તથા લુટ કરી ત્રીસ હજાર માણસોને માર્યા ને શાહજહાંવાળું મૌરાસન તથા કોહિનુર વિગેરે રત્નો મળી ૩૨ કરોડ રૂપીઆનું ધન હરણ કર્યું. એના પછી ૧૭૪૭ માં

અફગાનીસ્તાનનો અહમદ દુરાની આવ્યો તેને મહમદશાહના દીકરા અહમદશાહે તથા સરદાર ફકરૂદીને સરહીંદ આગળ હરાવ્યો. ઈ. સ. ૧૭૪૭.

**અહમદશાહ**—૧૭૪૮-૧૭૫૪. એના વખતમાં ૧૭૫૦ માં રોહીલાએ બંડ કર્યું તે તેણે સમાવ્યું તથા ૧૭૫૧માં મરેઠાને ઓઢીઆ પ્રાંત અને બંગાળાની ચોથ લેવાની સનંદ મળી. તે પછી ૧૭૫૨ માં અહમદદુરાની બીજીવાર આવ્યો તેને પંજાબમાં હરાવી પાછો વાળ્યો. એ પાદશાહને સરદાર ઘાજીઉદીને આંધળો કરી મારી નાખ્યો ને આલમગીર બીજાને ગાદીએ બેસાડયો.

**આલમગીર બીજો**—૧૭૫૪—૧૭૫૯. એના વખતમાં ઘાજીઉદીને અહમદદુરાનીના મૂકેલા પંજાબના સૂબાને કહાડી મૂકયો તેથી દુરાની ૧૭૫૬ માં ત્રીજીવાર આવ્યો. તે દિલ્લીમાં લૂટ કરી મથુરાં ગયો, મથુરાંમાં ઓચ્છવને દહાડે દુરાનીએ લૂટ તથા કતલ કરી. અને કન્યાઓ તથા જવાન સ્ત્રી પુરૂષોને ગુલામ કરી લેઇ ગયો. પછી તે ૧૭૫૯ માં ચોથીવાર આવ્યો, કારણ કે મરેઠાએ પંજાબમાં લૂટ કરી હતી. આ વખતે ઘાજીઉદ્દીને આલમગીરને મારી નાખ્યો ને શાહઆલમ બીજાને ગાદીએ બેસાડયો.

**શાહઆલમ બીજો**—૧૭૫૯-૧૮૦૬. એના વખતમાં મરેઠાએ દિલ્લી લેઇ દુરાની તાબાનો પંજાબ પ્રાંત જીત્યો ને ત્યાં લૂટફાટ કરવા માંડી તેથી દુરાની પાંચમીવાર આવ્યો. તેના સામા ૧૭૬૧ માં પાણીપતના રણમાં મરેઠા સરદાર વિશ્વાસરાવ તથા ભાઉસાહેબ લડયા, તેમાં વિશ્વાસરાવ મરાયો ને મરેઠા હાર્યા. શાહઆલમ ૧૭૭૧ લગી ઇંગ્રેજને તાબે રહ્યો. તે પછી દક્ષિણના મરેઠા તથા ઉત્તરના સિંધીઆને તાબે થયો ને ૧૮૦૩ માં લાર્ડ લેકે સિંધીઆને હરાવી તેને છોડાવ્યો. તે પછી ૧૮૦૬ માં ગુલામકાદરે તેને આંધળો કર્યો ને તેજ સાલમાં તે મરી ગયો. એના પછી અકબર બીજો અને તેનો દીકરો

મહમદ બહાદુરશાહ થયા. એ પુતળાં જેવા હતા. એમનું રાજ્ય મેહેલ-માં અને તેમની સ્ત્રીઓ ઉપર હતું. એ ઇંગ્રેજનું પેન્સન લઇ તેના આધીનમાં રહેતા હતા.

**મોગલવંશની સમાપ્તી**—૧૮૬૨. એ વંશનો છેલ્લો પાદશાહ મહમદ બહાદુરશાહ ૧૮૫૭ ના બળવામાં સામેલ હોવાથી તેને ઇંગ્રેજે રંગુનમાં ૧૮૫૮ માં કેદ રાખ્યો. ત્યાં તે ૧૮૬૨ માં મરણ પામ્યાં. એ વંશ મુસલમાન વંશોમાં વધારે વરસ ટક્યો. એ ૩૩૨ વરસ ચાલ્યો તેમાં એક પછી એક ૭ મોટા પાદશાહ થયા. તેમાં અકબર સર્વોત્તમ હતો. તેણે હિંદુ મુસલમાન સર્વને સરખા ગણી રાજ્ય આબાદ કર્યું. ઔરંગજેબ જબરો થયો તેણે રાજ્ય વધાર્યું પણ ધર્માંધપણાથી તે અપમાન પામ્યો.

**ઇંગ્રેજે હિંદનું રાજ્ય લીધું**—ઇંગ્રેજે હિંદનું રાજ મોગલો પાસેથી લીધું નથી. પણ મરેઠા તથા શીખ પાસેથી લીધું છે. મરે-ઠાને છેલ્લા ૧૮૧૮ માં ને શીખને છેલ્લા ૧૮૪૯ માં હરાવ્યા હતા.

---

# प्रकरण १२ मुं.

## મરેઠી રાજ્ય. ૧૬૬૪—૧૮૧૮.

મરેઠી રાજ્ય સ્થાપનાર શીવાજી એનો દાદો માલોજી એ બોંસલે કુ-ળનો હતો. એ માલોજી અહમદનગરના રાજ્યમાં સરદાર હતો, તેને શાહજી નામે દીકરો થયો. શાહજીનું લગ્ન મરેઠા સરદાર જાદવરાયની દીકરી જીજીબાઇ વેરે થયું હતું. તેને પેટે ૧૬૨૭માં શીવાજીનો જન્મ થયો. શાહજીએ અહમદનગર અને બીજાપુર તરફથી મોગલ સામા લડવામાં બહાદુરી કરી તેથી તેને બે જાગીરો મળી. એક સતારાની પાસે અને બીજી તંજાવરમાં. સતારાની જાગીરમાં શીવાજીને રાખી પોતે તંજાવરની જાગીર સંભાળવા ગયો.

**શિવાજી**—૧૬૬૪-૧૬૮૦—શીવાજીને ભણાવવા તથા સાચવવા દાદાજી કોંડદેવ નામે બ્રાહ્મણને રાખ્યો હતો. તેની પાસે એ ભણ્યો નહીં પણ ઘોડા ખેલાવવાનું અને હથિયાર બાંધવાનું શીખ્યો તથા મહાભારત અને બીજી કથાઓ સાંભળી તેના મનમાં સ્વદેશાભિમાન ઉત્પન્ન થયું. એ સ્વદેશાભિમાન તેણે આખી મરેઠા જાતમાં મેલ્યું અને છળભેદ તથા ખુન અને સક્ત લડાઈઓ કરી મરેઠી રાજ્ય સ્થાપ્યુ. તથા રાયગઢમાં રાજધાની કરી. એની ફોજમાં મરેઠી જાતના સીપાઈઓ હતા, તેમને એ પગાર આપતો નહીં પણ લૂંટમાંથી ભાગ આપતો હતો.

**શિવાજીનું કપટ**—એણે કપટથી ૧૬૫૯માં વિજાપુરના સરદાર અફજલખાનનું ખુન કર્યું ને ૧૬૬૨માં ઔરંગજેબના સરદાર સાઈસ્તખાને પુનામાં જખમી કર્યે,, અફજલખાને સલાહને બાને એક ડુંગરી કિલ્લામાં બોલાવ્યો ને તેનો તથા તેની સેનાનો નાશ કર્યો. ત્યાર પછી શિવાજી રાતની વખત સાઈસ્તખાના તંબુમાં છાનોમાનો પેઠો ને તેના ઉપર તરવારનો ઘા કર્યો. તેમાં સાઈસ્તખાંની બે આંગળીઓ કપાઇને તે નાઠો. તે પછી ૧૬૬૩માં શિવાજીએ પેહેલીવાર સુરત લૂંટયું ને ૧૬૬૪માં તેનો બાપ મરી જવાથી એ રાજા થયો.

**શિવાજી કેદમાં**—૧૬૬૫માં શિવાજીએ બિજાપુર જીતવાને ઔરંગજેબને મદદ કરી તેથી ઔરંગજેબે કપટથી તેને માન આપવાને બાને ૧૬૬૬માં દિલ્હી તેડાવ્યો. શિવાજી તથા તેનો દીકરો સંભાજી દિલ્હી ગયા. ત્યાં બાદશાહે તેમને કેદમાં નાખ્યા ત્યાંથી તેઓ સીપાઇઓને લાંચ આપી નાઠા ને સાધુને વેશે દક્ષિણ આવ્યા. તે પછી શિવાજીએ ૧૬૭૦માં બીજીવાર સુરત લૂંટયું.

**શિવાજીનો રાજ્યાભિશેક**—શિવાજીએ ૧૬૭૪માં રાયગઢમાં રાજ્યાભિશેક કરાવી પોતાની તુળા સોનાથી કરી તથા બ્રાહ્મણોને દાન આપ્યું, તે પછી એણે પોતાનું રાજ્ય ૧૬૭૬માં કર્ણાટક સુધી

ફેલાવ્યું ને તંજાવરની જાગીર પોતાના ભાઇ વ્યંકાજીને આપી, ત્યાર કેડે તે ૧૬૮૦માં મરણ પામ્યો. મરેઠી રાજ્યમાં એના જેવો બહાદુર પુરૂષ બીજો થયો નથી. એ શરીરે ઠીંગણો તથા મજબુત હતો, એને સંભાજી અને રાજારામ બે દીકરા હતા.

**સંભાજી**—૧૬૮૦—૧૬૮૯. શિવાજી પછી એનો વડો દીકરો સંભાજી પોતાના સગાંવહાલાંને મારી ગાદીએ બેઠો. એ કલુશાહ નામે બ્રાહ્મણની ખરાબ શોબતમાં પડી રંડીબાજી તથા કેફ કરવા શીખ્યો. એક વખતે સંભાજી પોતાની વાડીમાં બેસી દારૂ પીતો હતો, તે વખતે ઔરંગજેબે તેને ઓચીંતો પકડી આંખો ઉપર ડામ દેવડાવી તથા તેની જીભ કપાવી મારી નાખ્યો. તેમજ તેના વહાલા કલુશાહને પણ મારી નાખ્યો. પછી તેની રાણી તથા છ વરસના કુંવર શાહુને દિલ્લી લેઈ જઈ કેદ રાખ્યાં.

**રાજારામ**—૧૬૮૯—૧૭૦૦. સંભાજીના મરણ પછી મરેઠાએ તેના ઓરમાન ભાઈ રાજારામને સરદાર બનાવ્યો ને તેને જીંજીગઢમાં રાખ્યો. તેના ઉપર ઔરંગજેબે ચડાઈ કરી જીંજીગઢ ઘેર્યો. તેમાંથી રાજારામ લાંચ આપી નાઠો ને ૧૭૦૦માં મરી ગયો.

**શિવાજી બીજો**—૧૭૦૦—૧૭૦૮. રાજારામના મુવા પછી તેના દીકરા શીવાજીને ગાદી મળી. તે નાનો હતો માટે રાજ્ય તેની મા તારાબાઈ ચલાવતી હતી. એના વખતમાં ઔરંગજેબ મરી ગયો ને તેના દીકરા આજીમે શાહુને પાદશાહને તાબેદાર રહેવાની સરતે છોડયો. પછી તે રાજ્ય લેવા આવ્યો પણ તારાબાઇએ આપ્યું નહી તેથી તેને શાહુએ હરાવીને ગાદી લીધી. તારાબાઇએ જઇ કોલાપુર માં રાજ સ્થાપ્યું. ત્યારથી મરેઠા રાજ્યના બે ભાગ પડયા. એક સતારાને બીજો કોલાપુર. તેમાંનું કોલાપુરનું રાજ્ય હજું ચાલેછે.

**શાહુ પહેલો**—૧૭૦૮—૧૭૪૮. એણે બાલાજી વિશ્વનાથને પ્રધાન બનાવી બધો રાજકારભાર તેને સોંપ્યો ને પોતે મોજ મજામાં

પડ્યો. એ બાલાજી વિશ્વનાથ જાતે બ્રાહ્મણ હતો ને પેશ્વા એ એનો ઈ-લાકાબ હતો. એના કુળના બધા પેશ્વા કહેવાય છે. બાલાજી પહેલાં તલાટું કરતો હતો. તે પોતાના બુદ્ધિબળે તથા ઉદ્યોગે કરી પ્રધાન પદ પામ્યો. એણે શાહુનું રાજ્ય વધાર્યું ને ૧૭૧,૯માં દિલ્લી જઈ મહમદ શાહ પાસે દક્ષિણની ચોથ લેવાનું તથા મરેઠી રાજ્યની સ્વતંત્રતા કબુલ કરાવી. એ ૧૭૨૦માં મરી ગયો. એને બાજીરાવ અને ચીમ નાજી નામે બે દીકરા હતા. તેમાંથી બાજીરાવને પ્રધાન પદ મળ્યું.

**બીજો પેશ્વા બાજીરાવ પેહેલો**—એણે સિંધીઆ તથા હોલકર વિગેરે સારા સારા અમલદારોને મોટી મોટી જગાઓ આપી અને નર્મદા તથા ચંબલ નદીનો પ્રદેશ અને માળવા દિલ્લીના બાદ-શાહ પાસેથી ખુંચી લીધા. ત્યાર કેડે ૧૭૩૪માં ગૂજરાતના સૂબા ત્રીંબકરાવને ડભોઈની લડાઇમાં હરાવી માર્યો ને તેના બાળકને ગૂજરા તનો સૂબો બનાવી પીલાજી ગાયકવાડને તેનો રક્ષક નીમ્યો. તે પછી વળી ૧૭૩૬માં નિજામ તથા બાદશાહની ફોજને હરાવી બાદશાહ પાસેથી કેટલોક મુલક લીધો. વળી તેના સરદાર રઘુજીભોંસલે વરાડ અને ચીમનાજી આપાએ ૧૭૩૯માં પોર્તુગીજ પાસેથી વસાઈ લીધું. તે પછી ૧૭૪૦ માં તે મરી ગયો. એ ઘણો બહાદુર હતો. મરેઠા માં શિવાજી અને બ્રાહ્મણોમાં બાજીરાવ જેવા વિરપુરૂષો દક્ષિણમાં બીજા થયા નથી. બાજીરાવને, બાલાજી, રાઘોબા અને સમશેર બહા દુર એ ત્રણ દીકરા હતા, તેમાંથી મોટો બાલાજી ૧૭૪૦માં પેશ્વા થયો.

**ત્રીજો પેશ્વા બાલાજીબાજીરાવ**—૧૭૪૦—૧૭૬૧. એમ ના વખતમાં શાહુ રાજા અપુત્ર મરણ પામ્યો. તેથી એમણે બીજા શિવાજીના દીકરા રામરાજાને ગાદીએ બેસાડ્યો ને મરેઠી ત્રાસ વરતા વ્યો તથા નિજામનો મુલક જીત્યો. એ બાલાજીના વખતમાં ભોંસલે કુળની ત્રીજી શાખા નાગપુરમાં સ્થાપન થઈ.

**રામરાજા**—૧૭૪૯–૧૭૭૭. એણે બાલાજી પેશ્વાના કબજા માંથી છુટવા સારૂ તેને કહાડવાનો ઉપાય કર્યો. પણ બાલાજીએ એક શાહુ રાજાની સહીનો દસ્તાવેજ રજુ કર્યો. તેમાં લખ્યું હતુ કે „ શિવાજીના વંશો રાજ્ય કરે ને પેશ્વાના વંશો પ્રધાનપણુ કરે." તેથી રામરાજાએ સાતારાની આસપાસનો મુલક રાખી રાજ્ય ઉપરથી હાથ ઉઠાવ્યો ૧૭૫૧ આ વખતથી પેશ્વાની ગાદી પુનામાં થઇ. રામરાજા ૧૭૭૭ માં અપુત્ર મરણ પામ્યો, તેથી તેની ગાદીએ તેનો દતક શાહુ બીજો થયો.

**શાહુ બીજો**—૧૭૭૭–૧૮૦૧. એણે પણ પેશ્વાના કબજામાંથી છૂટવા તોફાન કર્યુ. એના વખતમાં સવાઇ માધવરાવ પેશ્વા હતો. એ નહાનો હતો તેથી એના સરદારો કારભાર કરતા હતા. એના સરદારોએ શાહુને તથા તેના બે દીકરાઓને કેદ કર્યા. શાહુ બીજો ૧૮૦૧ માં મરણ પામ્યો. તે પછી ઇંગ્રેજ સરકારે ૧૮૧૮માં ખડ્કીની લડાઇમાં પેશ્વાઇ જીતી ત્યારે સતારાની ગાદીએ શાહુના દીકરા બાળાસાહેબને બેસાડ્યો. એ બાળાસાહેબના ઉપર ફીતુરનો વેહેમ આવ્યાથી ઇંગ્રેજ સરકારે તેને ૧૮૪૦ માં ઉઠાડી તેના ભાઇ આપાસાહેબને બેસાડ્યો. એ આપાસાહેબ ૧૮૪૮ માં અપુત્ર મરી ગયો તેથી ઇંગ્રેજ સરકારે સાતારાનું રાજ ખાલસા કર્યું ને તેના દતક રામરાજાને ૧૮૪૯ માં ૫૦ હજાર રૂપીઆનું વરસાસન બાંધી આપ્યું. એ રીતે શિવાજીના વંશના પેહેલા ભાગનો અંત આવ્યો ને બીજો ભાગ જે કોલાપુરનું રાજ્ય તે ઇંગ્રેજ સરકારના આશ્રય તળે હજુ ચાલે છે.

## પેશ્વાઇ રાજ્ય.

**ત્રીજા પેશ્વા બાલાજીબાજીરાવ**—૧૭૪૦–૧૭૬૧. એના વખતમાં ૧૭૫૧ માં પેશ્વાની ગાદી પુનામાં થઇ ત્યારથી એમનું બળ વધતું ગયું. એ વખતે ઇંદોર, ગોવાલ્યર, વડોદરા, નાગપુર, ધાર, અક્કલકોટ, કોલાપુર અને તંજાવર એ આઠ મરેઠી રાજ્ય હતાં.

૧૭૫૭ માં બાલાજીએ કર્ણાટકના નવાબ તથા મ્હેસૂરના રાજા **પાસેથી** ખંડણી લીધી અને ૧૭૬૦ માં તેના ભાઇ ચીમનાજીના **દીકરા** સદાશીવભાઉએ ઉદગી આગળ નીજામને હરાવ્યો. વળી નાગપુરના ભોંસલાએ ૧૭૪૨ અને ૧૭૪૩ માં બંગાળા ઉપર ચડાઇ કરી. ત્યાંના નવાબ અલિવર્દિખાં પાસેથી બંગાલાની ચોથ તથા ઓઢીઆ પ્રાંત લીધો, તેમજ ૧૭૫૮માં રઘુનાથરાવે દુરાની લોકોનો પંજાબ પ્રાંત જીત્યો તેથી અહમદ દુરાની પાંચમીવાર હિંદુસ્થાન ઉપર આવ્યો.

**અહમદદુરાની અને મરેઠાની લડાઈ**—૧૭૬૧. આ લડાઇ પાણીપતમાં થઇ હતી. એમાં ભરતપુરનો સુરજમલ તથા રજપુતો મરેઠાના પક્ષમાં આવ્યા હતા તથા મરેઠી લશ્કર પણ ઘણું હતું, તોપણ સદાશિવભાઉની મુરખાઇથી હાર થઇ. એમાં સદાશિવ અને બાજીરાવનો દીકરો વિશ્વાસરાવ વિગેરે ઘણા સરદારો મરાયા ને મરેઠી લશ્કરનો ઘાણ વળી ગયો તેથી દક્ષિણમાં ઘેરઘેર રડારોળ થઇ. આ લડાઇ "ભાઉગિર્દિ,, કહેવાય છે. એ હારથી બાલાજીને ઘણું દુઃખ થયું ને તે ૧૭૬૧ માં ગોદાવરીને તીરે મરણ પામ્યો. એને વિશ્વાસરાવ, માધવરાવ અને નારણરાવ એ ત્રણ દીકરા હતા, તેમાં વિશ્વાસરાવ મરાયો ને માધવરાવ પેશ્વા થયો.

**ચોથા પેશ્વા. ૧ લો માધવરાવ**—૧૭૬૧–૧૭૭૨ માધવરાવ પેશ્વાના દરબારમાં સખારામબાપુ ,રામશાસ્ત્રી અને ત્રંબકરાવ મામા તથા નાના ફડનવિસ એ ચતુર સરદારો હતા, તેમને સાડાત્રણ ડાહ્યા કહેતા. એમાં નાનાફડનવિસ અડધો ડાહ્યો હતો. માધવરાવ ૧૭ વરસની નાની ઉમરનો હતો તેથી તેનો કારભાર તેનો કાકો રાઘોબા કરતો હતો, તેનાથી સ્વતંત્ર થવા માધવરાવનો વિચાર થયો તેથી કુસંપ પેઠો. એ માધવરાવે નિઝામઅલી પુના લૂંટવા આવ્યો હતો તેને હરાવ્યો તથા ૧૭૬૫ માં ને ૧૭૬૭ માં મ્હેસૂર ઉપર ચડાઇ કરી હૈદરઅલી પાસેથી દંડ લીધો વળી તેના સરદાર મહાદજી સિંધીઆએ રજપુત સંસ્થાન તથા રોહેલ

ખંડમાંથી ખંડણી લીધી ને દિલ્લીના પાદશાહને તાબે કર્યો, તે પછી ૧૭૭૨ માં માધવરાવે હૈદરને ત્રીજીવાર ચેરકુલીના રણમાં હરાવ્યો ને પોતાને ફાવતી સરતો કબુલ કરાવી. ત્યાર કેડે એનું એજ સાલમાં મૃત્યુ થયું.

**પાંચમા પેશ્વા નારણરાવ**—૧૭૭૨-૧૭૭૩. ચોથા પેશ્વા માધવરાવને છોકરો ન હોવાથી તેના ભાઇ નારણરાવને ગાદી મળી. એ નારણરાવનો તેના કાકા રાઘોબાએ રાજ્ય લેવા ૧૭૭૩ માં ઘાત કરાવ્યો પણ એવામાં નારણરાવની સ્ત્રીને પુત્ર સોંપડગો, તેને મરેઠા સરદારોએ સવાઈ માધવરાવ એ નામથી પેશ્વા નીમ્યો. પરંતુ એથી પહેલો મરેઠી વિગ્રહ ઉત્પન્ન થયો.

**છઠ્ઠા પેશ્વા સવાઇ માધવરાવ અને પેહેલો મરાઠી વિગ્રહ** ૧૭૭૪-૧૭૯૫. સવાઇ માધવરાવનો જન્મ તેના બાપના મરણ પછી થયો તેથી વાંધો ઉડાવી રાઘોબાએ ગાદીનો દાવો કર્યો. પણ મરેઠા સરદાર સખારામબાપુ અને નાનાફડનવિસ વિગેરેએ સામા થઇ તેને ગાદી આપી નહીં. તેથી રાઘોબાએ ઇંગ્રેજને પક્ષમાં બોલાવ્યા અને માધવરાવના સરદાર નાનાફડનવિસે ફ્રેંચોને બોલાવ્યા. એ રીતે પેહેલો મરેઠી વિગ્રહ ઉત્પન્ન થયો.

સવાઈ માધવરાવની પાસેથી ગાદી લેવા ઉપર લખેલા રાઘોબાએ ૧૭૭૫માં મુબાઇ સરકારને સુરત મુકામે કરાર કરી લખી આપ્યું : જો ઇંગ્રેજો મને પુનાની ગાદી અપાવે તો તેના બદલામાં હું સાષ્ટિ વિગેરે બેટ આપું. તેથી મુંબાઈ સરકારે માધવરાવ ઉપર લસ્કર મોકલ્યું પણ કલકતા સરકાને એ વાત પસંદ ન આવ્યાથી ખરા વારસ માધવરાવ સાથે ૧૭૭૬માં પુરંદર મુકામે કરાર કર્યો. પરંતુ એવામાં ખબર મળી કે માધવરાવના પ્રધાન નાનાફડનવિસે ફ્રેંચોને પક્ષમાં બોલાલાવ્યા છે તેથી કલકતા સરકારે રાઘોબાનો પક્ષ કબુલ રાખ્યો.

**પહેલો મરેઠી વિગ્રહ**—૧૭૭૯-૧૭૮૧ લગી ચાલ્યો. તેમાં ધ

ણુ લડાઈ ટંટા થયા, આખરે ૧૭૮૨ માં સાલબાઈનું તહનામું થયાથી એનો અંત આવ્યો. આ તહનામાથી ઈંગ્રેજોને સષ્ટિ વિગેરે બેટ મળ્યા ને રાઘોબાને પેન્સન આપવામાં આવ્યુ તથા સવાઇ માધવરાવ પેશ્વાના અધિકાર ઉપર રહ્યા પણ ૨૧ વરસની ઉમર થતાં લગી નાનાફડનવિસે તેને રાજ્યની લગામ સોંપી નહીં તેથી એણે આપઘાત કર્યો. ૧૭૯૫ (આ માધવરાવે કુરદલાના રણમાં ૧૭૯૫માં જામને નિહરાવ્યો હતો.)

**૭મો પેશ્વા બીજો બાજીરાવ**—૧૭૯૫–૧૮૧૮. સવાઇ માધરાવને દીકરો ન હોવાથી તેના બાપના કાકા રાઘોબાના દીકરા બાજીરાવને પેશ્વાઈ મળી એ બાજીરાવ બાયલો કહેવાય છે. એ બીકણ અને અવિચારી હતો. એના વખતમાં નાનાફડનવિસ ૧૮૦૦ માં મરી ગયો ને પેશ્વાઈ રાજ્યની પડતી થઈ. સિંધિઆને હોલકર સ્વતંત્ર થઈ માંહો માંહે લડયા- તેમાં બાજીરાવે સિંધિઆનો પક્ષ કર્યો તેથી હોલકરે તેના ઉપર ચડાઇ કરી. આથી બાજીરાવ નાસી ઈંગ્રેજના રક્ષણમાં ગયો ને ૧૮૦૨ માં વસાઇનું તહનામું કર્યું તેમાં લખી આપ્યું કે ઈંગ્રેજી લસ્કર પુનામાં મારે ખરચે રાખવું, પરંતુ એથી બીજો મરેઠી વિગ્રહ ઉઠયો.

**બીજો મરેઠી વિગ્રહ**—૧૮૦૩–૧૮૦૪. વસાઈનું તહનામું થવાથી નાગપુરના ભોંસલા તથા સિંધિઆ નાખુશ થયા. તેથી બીજો મરેઠી વિગ્રહ ઉઠયો, તેમાં દક્ષિણમાં આસાઈ અને આરગામ તથા ઉત્તરમાં દિલ્લી, દિગ અને લાસવારી આગળ યુદ્ધ થયું. આસાઈ અને આરગામ આગળ ૧૮૦૩ મા જનરલ વેલેસ્લિએ સિંધિઆ તથા ભોંસલાને હરાવ્યા ને દિલ્લી તથા લાસવારી આગળ જનરલ લેક સાહેબે ૧૮૦૩ માં સિંધિઆને હરાવ્યો અને દિગ આગળ ફ્રેજર–મોનસને ૧૮૦૪ માં હોલકરને હરાવ્યો, એ રીતે બીજા મરેઠી વિગ્રહનો અંત આવ્યો. તે પછી ત્રીજો મરેઠી વિગ્રહ ઉઠયો.

**ત્રીજો મરેઠી વિગ્રહ**—૧૮૧૭–૧૮૧૮ એ વિગ્રહ થાવનું કારણ

એછે કે વસાઇના તહનામા પછી બાજીરા પેશ્વાવ ઈંગ્રેજ સામા કવતરાં કરવા લાગ્યો. તેથી તેની જોડે પુના મુકામે ૧૮૧૭ માં ફરી કરાર કર્યો. ને આગળ કરતાં વધારે લશ્કર અને રેસીડેન્ટ પુનામાં રાખવા ઠરાવ કર્યો તોપણ તે જંપ્યો નહિ તેથી ત્રીજો મરેઠી વિગ્રહ ઉત્પન્ન થયો એવિગ્રહમાં ખડકી, કોરેગામ, નાગપુર, જબલપુર, માહીદપુર અને આસ્ટી આગળ લડાઇઓ થઇ. તેમાં ૧૮૧૭ માં ખડકી અને કોરેગામ આગળ તથા ૧૮૧૮ માં આસ્ટી આગળ પેશ્વાને ઈંગ્રેજોએ હરાવ્યો તેમ જ તેની મદદે આવનાર નાગપુરના ભોંસલાને નાગપુર તથા જબલપુર આગળ અને હોલકરને માહીદપુર આગળ હરાવ્યા. સન ૧૮૧૭.

**ત્રીજા મરેઠી વિગ્રહનો પરિણામ**—એનો પરિણામ એ થયો કે પેશ્વા, હોલકર અને નાગપુરના ભોંસલાનો સદાનો અંત આવ્યો ને બાજીરાવ પેશ્વા ઈંગ્રેજને શરણેજઇ રહ્યો તેને પેન્સન બાંધી આપી બીઠુરમાં રાખ્યો ને તેનો મુલક ઈંગ્રેજી રાજ્યમાં ભેળ્યો. એ પેશ્વાનો દતક નાનાસાહેબ ૧૮૫૭ ના બલવામાં આગેવાન હતો

## બીજાં મરેઠી રાજયોની ઉત્પત્તિ.

**સિંધિઆ**—એ રાજ્ય સ્થાપનાર રાણોજી સિંધિઆ પેહેલા બાજીરાવ પેશ્વાનાં પગરખાં સાચવનાર હતો. એને બાજીરાવે ૧૭૨૦ માં સરદાર નીમ્યો. ત્યારથી એ વંશની ચડતી થઇ. એ વંશ હજુ ચાલે છે. એની રાજધાની ગોવાલ્યરમાં છે, રાણાજી પછી જંકોજી અને પછી મહાદજી સિંધિઆ થયા તેણે પેહેલા માધવરાવ પેશ્વાના વખતમાં રજપુતસંસ્થાન અને રોહીલ ખંડમાંથી ખંડણી લીધી તથા દિલ્લીના પાદશાહને કબજે કર્યો. ૧૭૬૯. એ પછી દોલતરાવસિંધિઆ થયો તેને ઈંગ્રેજોએ ત્રીજા મરેઠી વિગ્રહમાં હરાવ્યો.

**હોલકર**—એ ભરવાડના વંશના કહેવાય છે એમાં પેહેલો મલારજી હોલકર થયો. એને પણ ૧૭૨૦ માં બાજીરાવે સરદાર નીમ્યો ત્યારી

એની ચડતી થઈ. એ વંશ પણ હજુ ચાલેછે. એની રાજધાની ઈંદો-રમાં છે. મલ્હારજી મરી ગયા પછી તેને સીધોવારસ ન હોવાથી તેના મરનાર દીકરા ખંડેરાવની સ્ત્રી અહલ્યાબાઇએ તુકાજીને ખોળે લીધો ને કારભાર ચલાવ્યો. તુકાજી મરી ગયા પછી યશવંતરાવ અને તેના પછી તેરો દીકરો મલ્હારરાવ થયો. યશવંતરાવને બીજા મરેઠા વિગ્રહમાં ૧૮૦૪ માં અને મલ્હારરાવને ત્રીજા મરેઠી વિગ્રહમાં ૧૮૧૭માં ઈંગ્રેજોએ હરાવ્યા હતા. તે પછીથી એ રાજ્યમાં રેસીડેન્ટ રહે છે.

**ભોંસલા**— એ શિવાજીના કુળના હતા. એ રાજ્ય રાઘોજી ભોંસલે ૧૭૫૩ માં સ્થાપ્યું. એની રાજ્યધાની નાગપુરમાં હતી. એ નાગપુરના ભોંસલાએ બંગાળા ઉપર ચડાઇ કરી તે લૂટયુંતેથી કલકતાની આસપાસ મરેઠી ખાડી ખોદાઈ. એ વંશમાં બીજો રાઘોજી થયો તેણે મરતા લગી પોતાના રાજ્યમાં ઈંગ્રેજી સૈન્ય રાખ્યું નહોતું. પછી પરસાજી થયો તેને મારી આપાસાહેબ બેઠો. એને ત્રીજા મરેઠા વિગ્રહમાં ૧૮૧૭માં ઇગ્રેજો એ હરાવ્યો એના પછી એ વંશમાં છેલ્લો રઘુજી ભોંસલે થયો તે અપુત્ર મરણ પામ્યો તેથી તેનું રાજ્ય ૧૮૫૩ માં ઈંગ્રેજી રાજમાં ભેળ્યું.

**ગાયકવાડ**—એ રાજ બાજીરાવના સરદાર પીલાજી ગાયકવાડે સ્થાપ્યું ને ૧૭૩૧માં વડોદરામાં ગાદી કરી. એ રાજના દસમા ગાયક વાડ મલ્હારવાવ ઉપર સને ૧૮૭૫માં રેસીડેન્ટને ઝેર દેવાનું તહોમત આવ્યાથી તેને રાજ્યભ્રષ્ઠ કર્યો નેતેના કુળના શીઆજીરાવને ગાદી આપી તે અદ્યાપી રાજ્ય કરેછે. એ રાજ્યમાં ૧૮૧૭થી અંગ્રેજ રેસીડેન્ટ રહેછે.

---

# प्रकरण १२ मुं.

## યુરોપીયન લોકોનું હિંદમાં આવવું. ઈ. સ. ૧૫૦૦-૧૭૦૦

**હિંદુસ્તાનનો વેપાર**—પ્રથમ યુરોપને હિંદુસ્તાન વચ્ચે આરબ

લોકો માર્ફત વેપાર ચાલતો હતો. આરબલોકો લાલસમુદ્રને રસ્તે હિંદુસ્તાનમાંથી માલ લેઇ જઈ ભૂમધ્યસમુદ્રમાં થઈ ઇટાલી દેશમાં વેચતા, ત્યાંથી પછી યુરોપના બીજા દેશોમાં જતો. તેથી એ માલ ઘણો મોઘો પડતો. માટે યુરોપીયન લોકોને હિંદુસ્તાન સાથે પરભાર્યો વેપાર કરવાનું મન થયું પણ હિંદુસ્તાનમાં આવવાના જળ માર્ગની તેમને ખબર નહોતી અને જમીન માર્ગ તો બહુ વિકટ હતો તેથી તે આવી શકયા નહિ.

**પોર્તુગીઝ લોકોનો હિંદમાં આવવાનો યત્ન**—પંદરમા સૈકાની આખરમાં યુરોપીઅન લોકોનું હિંદમાં આવવા વધારે લક્ષ ખેંચાયું તેમાંના પોર્તુગીઝ લોકો આફ્રિકાને પશ્ચિમ કિનારે સફરો કરતા હતા. તેમણે તે રસ્તે હિંદમાં આવવા ધાર્યું. તેમનો એક સરદાર ૧૪૮૭માં કેપ આવગુડ હોપ સુધી આવ્યો. અહિં તેને તોફાન નડયું તેથી તે પાછો ગયો અને એ ભૂસીરનું નામ તોફાની ભૂસીર પડ્યું.

**સ્પેનના લોકોનો હિંદમાં આવવાનો યત્ન**—પોર્તુગીઝના પડોસી સ્પેનના રાજાએ પોર્તુગીઝનું જોઇ કોલંબસને કેટલાંક વહાણ આપી પશ્ચિમ તરફ હિંદ શોધવા મોકલ્યો. તેણે હિંદને બદલે ૧૪૯૨ માં અમેરિકા શોધી કહાડયો અને તેમાં તેમને ઘણો લાભ થયો.

**પોર્તુગીઝોનું હિંદમાં આવવું**—૧૪૯૮—પોર્તુગીઝના રાજા ઇમાન્યુલે સન ૧૪૯૭ માં વાસકોડી ગામા નામે અનુભવી સરદારને બીજીવાર હિંદ શોધવા મોકલ્યો. તે કેપ આવગુડહોપની દક્ષિણે થઈ ૧૪૯૮ માં હિંદુસ્તાનને પશ્ચિમ કાંઠે કાલીકટ બંદરે ઉતર્યો ને ૬ મહિના રહી પાછો ગયો. એ વખતે કાલીકટના રાજા ઝામોરિને પોર્તુગાલનારાજા ઉપર એક પત્ર લખી આપ્યું તેમાં લખ્યું હતું. કે "મારા રાજમાં તજ, લવીંગ, સુંઠ, મરી અને રત્નો નિપજે છે, તે આપી તેના બદલામાં તમારા દેશમાંથી સોનું, રૂપું, પરવાળાં અને લાલરંગ લેવા ઇચ્છું છું."

**વાસકોડી ગામાનું બીજીવાર આવવું**—સને ૧૫૦૨ માં

વાસકોડી ગામા હિંદમાં બીજીવાર આવ્યો. એ વખતે એણે કોચીનને કાનાનોરના રાજા સાથે સલાહ કરી ઝામોરિનને હરાવ્યો ને પછી સ્વદેશ ગયો. તેના પછી ૧૫૦૩ માં પોર્તુગીઝથી આલ્બુકર્ક નામે સરદાર આવ્યો. ( એ લોકો પ્રથમ વેપાર કરવા આવ્યા હતા. )

**પોર્તુગીઝના ગવર્નરો**—સન ૧૫૦૫ માં પોર્તુગીઝનો પેહેલો ગવર્નર આલ્મૈડા થયો, તે પછી ૧૫૦૯ માં આલ્બુકર્ક આવ્યો એણે પોર્તુગીઝ સત્તા વધારી. તેણે પ્રથમ કાલીકટ ઉપર હુમલો કર્યો પણ તેમાં નિષ્ફળ થયો. ત્યાર પછી તેણે ૧૫૧૦માં દીવ અને ગોવા લીધાં તે અદ્યાપિ તેમના તાબામાં છે. તે પછી એણે મલાકા લીધું ને સિયામ તથા મસાલાના બેટો જોડે વેપાર ચલાવ્યો. ત્યાર કેડે એ ગોવે ગયો. ત્યાં એનું ૧૫૧૫માં મોત થયું તે પછી ૧૫૨૪માં વાસકોડીગામા ત્રીજીવાર હિંદમાં આવ્યો. તે ૧૫૨૭માં કોચીનમાં મરી ગયો.

**પોર્તુગીઝોનાં કૃત્યો**—હિંદમાં પોર્તુગીઝોનાં કૃત્યો ઘણાં ઘાતકી તથા જુલમી હતાં. તેમણે મુલક જીતતાં ધર્માંધપણાથી ઘણા ઘાત તથા જુલમ કર્યા. માત્ર આલ્બુકર્કે દેશી રાજા પ્રજાની પ્રીતિ મેળવી હતી તેથી તેઓ તેના નામને ઘણાં સંભારતાં હતાં. ૧૫૫૮ માં પોર્તુગીઝોને દમણ મળ્યું. એ લોકોએ ૧૫૦૦ થી ૧૬૦૦ સુધી પુર્વ તરફનો બધો વેપાર એકલે હાથે ચલાવ્યો પણ તેમાં ૧૫૮૦માં પોર્તુગીઝનું રાજ સ્પેન સાથે જોડાઇ ગયું ત્યારથી તેમની પડતી થઈ તે પછી તેમની ચડતી થઈજ નહીં. તે વખત જેટલો મુલક તેમના તાબામાં આવ્યો હતો તેટલોજ અત્યારે પણ તેમના તાબામાં છે.

**પોર્તુગીઝ લોકોનાં સંસ્થાન**—હાલ દીવ, દમણ ને ગોવા એ ત્રણ સંસ્થાન પોર્તુગીઝોનાં હિંદમાં છે. તેમાં યુરોપીઅન પોર્તુગીઝો અને દેશી પોર્તુગીઝો રહે છે. એ રોમનકાથોલીક ધર્મ પાળે છે. એમના ફીકા રંગ ઉપરથી આ દેશમાં લોકો એમને ફીરંગી કહે છે.

એમનો મુખ્ય ગવર્નર ગોવામાં રહે છે.

**વલંદા લોક**—પોર્તુગીઝનો લાભ જોઈ હોલાંડના રેહેવાશી વલંદા લોકોની દાઢ સળકી. એ વલંદાને ડચ પણ કહે છે. વલંદાની આ દેશમાં આવવાની ઘણી કંપનીઓ ઉભી થઈ. તે બધી ૧૬૦૨ માં ડચ ઈસ્ટઈંડિઆ કંપની સાથે જોડાઈ ગઈ. એમણે હિંદમાં આવી પોર્તુગીઝોનો વેપાર તથા સત્તા તોડી પાડી.

**ઈંગ્રેજોને હિંદમાં આવવાનું કારણ**—વલંદા લોકોએ પ્રથમ ૧૬૦૫માં આમ્બોયનામાં રાજધાની કરીહતી. તે પછી ૧૬૧૯માં જાવા બેટમાં બટેવીઆ શેહેર વસાવી ત્યાં રાજધાની કરી. પરંતુ થોડા વખત પછી ઈંગ્રેજો આમ્બોયનામાં વેપાર કરવા લાગ્યા. ત્યાં એમની ૧૬૨૩માં વલંદાએ કતલ કરી તેથી ઈંગ્રેજોને હિંદમાં આવવું પડયું. તે પેહેલાં ઈંગ્રેજો આર્કીપેલેગોના બેટોમાં વેપાર કરતા હતા.

**વલંદાના બળની વૃદ્ધિ**—દહાડે દહાડે વલંદાનું બળ વધતું ગયું તેથી તેમણે પોર્તુગીઝલોકોનાં એક પછી એક સંસ્થાનો લીધાં. પ્રથમ ૧૬૩૫માં ફોર્મોસા, ૧૬૪૦માં મલાકા તથા ૧૬૫૮માં સિંહલ દ્વિપમાંનું જાફનાપટન લીધું. તે પછી ૧૬૫૯માં પાલકોલુ અને ૧૬૬૪ માં કોચીન તથા કાલીકટ લીધાં ત્યાર કેડે ૧૬૬૯ માં મછ્લસર મલબાર અને સેંતથોમી લીધાં. ને પછી વલંદાની પડતી આવી.

**વલંદાનો વેપાર**—વલંદાએ ૧૬૪૭માં મદ્રાસમાં વેપાર કર્યો ને ૧૬૫૨માં તેની પાસેના પાલકોલુમાં પ્રથમ કોઠી ઘાલી તેમા બંગાળાના ચિન્સુરામાં પણ તેમની કોઠી હતી. એ શિવાય તેમણે હિંદનાં બીજા શેહેરોમાં પણ વેપારનાં મથકો અને પોતાને રહેવા સારૂ મકાનો બાંધ્યાં હતાં તેમાંના કેટલાંએક તેમના નામથી હજુપણ ઓળખાયછે જેમકે અમદાવાદમાં વલંદાની હવેલી અને સુરતમાં વલંદાવાડ વગેરે છે.

**વલંદા લોકની પડતી થવાનું કારણ**—એમની પડતી

થવાનું કારણ એ છે કે હિંદ વેપાર કરવાનો ખોળો દેશ છતાં બીજા પરદેશી વેપારીઓ ઉપર અદેખાઈ કરી તેમજ દેશીઓ ઉપર પ્રીતિ ન રાખતાં તેમના ઉપર જુલમ કર્યો તેથી એમની ઉતાવળે પડતી થઇ. સન ૧૭૫૮માં ઇંગ્રેજ સરદાર ક્લાઇવે તેમનું ચિન્સુરા જીત્યું ત્યારની એમની પડતી થવા લાગી. તે પછી ઇંગ્રેજોએ એમનાં ઘણાં થાણાં લીધાં. હાલ વલંદાનું એકે શેહેર હિંદમાં નથી.

**ઇંગ્રેજલોકનો હિંદમાં આવવાનો યત્ન**—ઇંગ્રેજ લોકે પ્રથમ ૧૪૯૬માં વાચ્ય કોણને રસ્તે અને તે પછી યુરોપ એશિયાના ઉત્તર સમુદ્રને રસ્તે હિંદમાં આવવા યત્ન કર્યો પણ તે નિષ્ફળ થયો હતો.

**પેહેલાં હિંદમાં આવનાર ઇંગ્રેજો**—૧૫૭૯માં ટામસ સ્ટીવન્સન અને તે પછી ૧૫૮૩માં ફ્રિચ, ન્યુબેરી અને લીડસ નામે ઇંગ્રેજો પેહેલા હિંદમાં આવેલા જણાય છે. તેમાંનો પેહેલો સાષ્ટિ બેટની જેસ્યુઇટ કોલેજનો મુખ્ય શિક્ષક હતો ને બીજા ત્રણ વેપારી હતા.

**ઇંગ્રેજોનું કેપ આવગુડહોપને રસ્તે હિંદમાં આવવું** સન ૧૫૯૬માં આફ્રિકાની દક્ષિણે રહેલી કેપઆવગુડહોપની ભૂશીર કોર્નિલિયસહોટમાન નામે વલંદાએ ઓળંગી તે પછી ઇંગ્રેજો એ રસ્તે હિંદુસ્તાનમાં આવવા લાગ્યા.

**ઇંગ્રેજની ઇસ્ટઇંડિઆ કંપનીઓ**—સન ૧૫૯૯માં વલંદાએ ઇંગ્રેજને વેચવાનાં મરીનો ભાવ શેરે ૧॥ રૂપીઓ હતો તે વધારીને ત્રણ અને ચાર રૂપીઆ કર્યો. તેથી ઇંગ્રેજોને હિંદ જોડે પરબાર્યો વેપાર કરવાનું મન થયું. તેમની એક વેપારી મંડળી ઉભી થઇ. તેમને સન ૧૬૦૦ ના ડીસેમ્બરની તા૦ ૩૧ મીએ ઇંગ્લાંડની રાણી ઇલીઝાબેથે પૂર્વના દેશો જોડે વેપાર કરવાની સનંદ આપી. એ મંડળી તે પહેલી ઇસ્ટઇંડિઆ કંપની કહેવાઈ. તે પછી ઇંગ્લાંડમાં ૧૬૩૫ માં કોર્ટનની અને ૧૬૫૫માં સાહાસીક વેપારીઓની તથા ૧૬૯૮ માં

ઇંગ્લીશ અથવા સાધારણ મંડળી એવે નામે કંપનીઓ થઈ. તે બધી મૂળ કંપની જોડે ૧૭૦૯માં જોડાઇ ગઇ. અને તેમનું સંયુક્ત ઇસ્ટિ ઇંડીયા કંપની એવું નામ પડ્યું.

**ઇંગ્રેજ ઇસ્ટઇંડિઆ કંપનીનો વેપાર**-ઇંગ્રેજ ઇસ્ટિઇંડિઆ કંપની સન ૧૬૦૨માં હિંદુસ્તાનના પૂર્વ બેટો જોડે વેપાર કરવા લાગી પરંતુ હિંદુસ્તાનના પશ્ચિમ કાંઠે પોર્તુગીઝે તેમને પેસવા દીધા નહીં. તો પણ ૧૬૧૧માં તેમણે ખંભાતમાંથી પેહેલવેહેલો માલ ભર્યો ને ૧૬૧૫ માં પોર્તુગીઝોને સુવાળીના દરયાઇ યુદ્ધમાં હરાવ્યા. એ સાલમાં સરટામસરો ઇંગ્લાંડના પેહેલા જેમ્સ બાદશાહનો વકીલ થઇ હિંદમાં આવ્યો ને જાહાંગીર પાદશાહ પાસે વેપારની લાભકારક માગણી કબુલ કરાવી.

**આમ્બોયનાની કતલ**—૧૬૨૩. આમ્બોયનામાં ઇંગ્રેજ અને વલંદાએ સંપીને વેપાર કરવાની સરત હતી. તે છતાં ૧૬૨૩માં વલંદાએ ઇંગ્રેજનાં ૨૦ માણસોની કતલ કરી તેથી ઇંગ્રેજો ઘણા ગુસ્સે થયા ને તેમની પાસેથી નુકશાની બદલ ૩૬૧૫૦ રૂપીઆ લીધા.

**મદ્રાસ ઇલાકામાં ઇંગ્રેજનાં પેહેલાં થાણાં**—એ ઇલાકામાં મછલી પટણ, અર્માગામ અને મદ્રાસમાં ઇંગ્રેજનાં પેહેલાં થાણાં થયાં. ઇંગ્રેજો મસાલાના બેટોમાં વેપાર કરતા હતા પણ ત્યાં વલંદાએ તેમને સુખે રહેવા દીધા નહીં તેથી તેઓ હિંદમાં આવ્યા ને ૧૬૧૧ માં મછલીપટણને ૧૬૨૬માં આર્માગામમાં થાણાં કર્યાં. તે પછી ચંદ્રગીરીના રાજા પાસેથી મદ્રાસ વેચાતું લેઇ ત્યાં ૧૬૩૯માં ફોર્તસેતજ્યાર્જનો કિલ્લો બાંધ્યો. તે પછી ૧૬૫૩માં મદ્રાસનો સ્વતંત્ર ઇલાકો થયો. મદ્રાસને ચિનિ પટમ પણ કહેતા હતા.

**મુંબઈ ઇલાકામાં ઇંગ્રેજનાં પેહેલાં થાણાં**—એ ઇલાકામાં સુરત ને મુંબઈમાં ઇંગ્રેજનાં પેહેલાં થાણાં થયાં. હિંદના પશ્ચિમ કાંઠે ઇંગ્રેજના વેપારનું મુખ્ય સ્થળ સુરત હતું. ત્યાં ૧૬૧૨–૧૬૧૫માં

પેહેલી કોઠી ઘાલી. ત્યાંથી ઘોઘા, અમદાવાદ ને ખંભાત જોડે વેપાર ચલાવતા હતા. પછી ૧૬૬૧ માં પોર્તુગીઝે પેરામણીમાં ઈંગ્રેજને મુંબાઈ બેટ આપ્યો. એ વખતે મુંબાઈ માછીઓનું નાનું સરખું ગામડું હતું ને ત્યાંનાં હવા પાણી બહુ નઠારાં હતાં. એ મુંબાઈ બેટ બીજા ચાર્લસ રાજાએ સન ૧૬૬૮ માં દર વરસે ૧૦૦ પૌન્ડ લેવા કરી ઇસ્ટ ઇંડિઆ કંપનીને ભાડે આપ્યો. તેથી કંપનીએ સુરતથી થાણું ઉઠાવી ૧૬૮૭ માં મુંબાઇમાં નાંખ્યું કારણ કે શિવાજીએ ૧૬૬૩ માં તથા ૧૬૭૦ માં સુરત લુટયું હતું તેથી એમને ભો લાગ્યો હતો.

**બંગાળામાં ઇંગ્રેજનાં પહેલાં થાણાં**—બંગાળામાં વેપાર કરવાની પરવાનગી ૧૬૩૪ માં શાહજહાં પાદશાહે પહેલવેહેલી આપી. તે પછી એ ઇલાકામાં ૧૬૪૦ માં હુગલી અને ૧૬૪૨ માં બાલાસોરમાં ઈંગ્રેજનાં પેહેલાં થાણાં થયાં, ત્યારકેડે ૧૬૪૫ માં દાક્તર બાઉટને પોતાની નોકરીના બદલામાં શાહજહાં પાસે એકલા ઇંગ્રેજોને વેપાર કરવાનો હક મેળવી આપ્યો ત્યારથી બીજાં થાણાં થયાં.

**બંગાળાને મદ્રાસથી જુદું પાડયું**—સન ૧૬૮૧ માં બંગાળાને મદ્રાસથી જુદું પાડયું અને બંગાળાની કોઠીઓનો ગવર્નર મિસ્તર હોજીસને નીમ્યો. એના તાબામાં કાસિમ બજાર, પટણા, બાલાસોર, માલદાહ અને ધાકાની કોઠીઓ હતી.

**કલકતાને વિલ્યમનો કિલ્લો**—સન ૧૬૮૬ માં બંગાળાના નવાબ સાઇસ્તખાંએ ઈંગ્રેજી કોઠીઓ જપ્ત કરવાનો હુકમ કર્યો તેથ હુગલીના ઈંગ્રેજો સુટાન્ટીમાં નાશી ગયા. પછી તેમણે ૧૭૦૦ માં સુટાન્ટી, ગોવિંદપુરા અને કાલીકટા એ ત્રણ ગામ ઔરંગજેબના દીકરા આજીમ પાસેથી વેચાતાં લીધાં ને ત્યાં ફોર્તસેંત વિલ્યમનો કિલ્લો બાંધ્યો. એ ત્રણ ગામ મળી હાલનું કલકતા શેહેર થયું છે.

**ઉપજ તથા મુલક વધારવાને કંપનીની ગોઠવણ**—એ કામ

કરવાને માટે ઈંગ્રેજ કંપનીએ સન ૧૬૮૯ માં સરજોન ચાઈલ્ડને હિં-દનો ગવર્નર જનરલ અને નૌકા સેનાપતિ નીમ્યો ને તેને સલાહ અથવા લડાઇ કરવાના અને કંપનીના રક્ષણ કરવાના સર્વે અધિકાર આપ્યા.

**યુરોપી ઈસ્ટઇંડિઆ કંપનીઓ**—હિંદ જોડે વેપાર કરવાને યુરોપખંડના ઈંગ્રેજ, વલંદા, ફ્રેંચ અને ડેનમાર્કના લોકે તથા સ્કાટલાંડ, આસ્ત્રિઆ અને સ્વિડનના લોકે તથા સ્પેનના રાજાએ મળી કુલ આઠ ઇસ્ટઈંડિઆ કંપનીઓ સ્થાપી હતી. તેમાં ઈંગ્રેજોની ત્રણ, ફ્રેંચોની ૭ અને ડેન્માર્કના લોકોની બે કંપનીઓ થઇ હતી. એ બધામાં ફ્રેંચ અને ઈંગ્રેજ કંપનીઓનું જોર વધારે હતું. પોતુગીઝ લોકોએ કંપની સ્થાપી નથી તેમને રાજાએ મોકલ્યા હતા.

## ઇસ્ટ ઈંડિઆ કંપનીઓનાં થાણાં.

(૧) **પોતુગીઝો**—એ ૧૪૯૮માં આવ્યા. એમનાં મુખ્ય થાણાં દીવ, દમણ ને ગોવા થયાં. (૨) **ઇંગ્રેજો**—એમણે પેહેલી ૧૬૦૦માં કંપની સ્થાપી. તેમનાં મુખ્ય થાણાં મદ્રાસ, મુંબાઇને બંગાળા ઇલાકામાં થયાં તે પછી તેઓ હિંદના ધણી થયા. (૩) **વલંદા**—એમણે ૧૬૦૨માં રાજ્ય તરફથી કંપની સ્થાપી. તેમનાં થાણાં પ્રથમ આમ્બોયના અને જાવામાં થયાં. તે પછી તેમણે બીજાં કેટલાંક સંસ્થાન મેળવ્યાં પણ હાલ તેમાંનું એકે તેમના તાબામાં નથી. (૪) **ફ્રેંચો**—એમણે ૧૬૦૪થી ૭ કંપનીઓ સ્થાપી. ૧૬૬૪માં તેઓ હિંદમાં આવ્યા. ને ૧૬૭૪માં પાંદીચેરીમાં પેહેલું થાણું કર્યું. તે પછી બીજાં સંસ્થાન મેળવ્યાં. હાલ તેમના તાબામાં ચંદ્રનગર, પાંદિચેરી, યાનાંન, કારીકલ અને માહેબંદર છે. (૫) **ડેન્માર્કના લોકો**—એમણે ૧૬૧૨ તથા ૧૬૭૦ માં કંપનીઓ સ્થાપી. ને ટાંકવીબાર, શ્રીરામપુર, પોર્તાનોવો, ઇડોવા અને હોલ્ચરીનાં સંસ્થાન મેળવ્યાં પણ હાલ એકે તેમના તાબામાં નથી. ટાંકવીબાર ને શ્રીરા-મપુર ઈંગ્રેજે વેચાતાં લીધાં હતાં. તે પછી સ્કાટલાંડના લોકોએ

લોકોએ ૧૬૯૫ માં, આસ્ત્રીઆના લોકોએ ૧૭૨૩ માં અને સ્વિડનના લોકોએ ૧૭૩૧ માં તથા પ્રશિયન રાજાએ ૧૭૫૩ માં ઇસ્ટ ઇંડિઆ કંપનીઓ સ્થાપી હતી. પણ એ લોકો હિંદમાં વેપાર કરવા પામ્યા નથી.

---

# प्रकरण १४ मुं.

## ઇંગ્રેજ તથા ફ્રેંચ રાજ્ય.

**ઇંગ્રેજ તથા ફ્રેંચરાજ્ય**—ઇંગ્રેજોને તાબે હિંદમાં પેહેલી ભૂમી ૧૬૩૯ માં મદ્રાસની આવી. ત્યાં એમણે ફોર્તસેંતજયાર્જ નામે કિલ્લો બાંધ્યો. તેમ ફ્રેંચોનું પહેલું થાણું ૧૬૭૪ માં પાંદિચેરીમાં થયું. એ લોકોએ ઇંગ્રેજ સાથે શત્રુવટ રાખ્યા વિના ઘણાં વરસ જોડે જોડે રહી વેપાર કર્યો પણ આખરે કુસંપ થયો. તેમાં ફ્રેંચ રાજ્ય પડી ભાગ્યું ને ઇંગ્રેજી રાજ્ય બળવાન થયું. એ વખતે દક્ષિણ હિંદમાં નિજામ, કર્ણાટક, ત્રિચિનાપોલી, તંજાવર, મ્હેસૂર અને પોલીગાર લોકનાં સ્વતંત્ર રાજ્ય હતાં.

**કર્ણાટકનો પહેલો વિગ્રહ**—૧૭૪૬–૧૭૪૮. કર્ણાટકનો પેહેલો વિગ્રહ ઇંગ્રેજ તથા ફ્રેંચ વચ્ચે થયો. એ વિગ્રહ થવાનું કારણ એકે ફ્રેંચોએ ઇંગ્રેજોનું મદ્રાસ અન્યાયપણે લીધું હતું. આ વેળા મદ્રાસમાં ઇંગ્રેજ સરદાર બાસ્કાવેન અને લારેન્સ હતા. તથા કલાઇવ કંપનીનો કારકુન હતો. તેમજ ફ્રેંચ સરદાર દુપ્લી તથા લાબર્દોન્સ હતા. એ લાબર્દોન્સે ૧૭૪૬ માં મદ્રાસ ઉપર હુમલો કરી તે અન્યાયપણે લીધું. તેથી મદ્રાસના ઇંગ્રેજો પાંદિચેરીની દક્ષિણે દેવીદગઢમાં નાશી ગયા. પછીથી કંઇ દંડ લઈ લાબર્દોન્સે મદ્રાસ ઇંગ્રેજોને પાછું આપ્યું. પણ એ વાત ફ્રેંચ ગવર્નર દુપ્લીને ગમી નહીં માટે તેણે ફરી મદ્રાસ ઘેર્યું. એટલામાં ઇંગ્રેજોને બીજી મદદ આવી તેથી તેમને પાછા જવું પડયું. પછી બારકાવેન અને લારેન્સે પાંદિચેરી ઘેર્યું. એ ઘેરામાં ફ્રેંચોએ

બધા હુમલા પાછા વાળ્યા અને પાંદિચેરી જીતાયું નહીં. એવામાં ઇંગ્રેજ તથા ફ્રેંચ વચ્ચે યુરોપમાં સલાહ થઇ. તેથી સૌ સૌનો મુલક પાછો મળ્યો ને એ વિગ્રહનો અંત આવ્યો.

**ઇંગ્રેજોને દેવીદકોટા મળ્યું**—સન ૧૭૪૮ માં તંજાવરમાં ગાદી માટે બે ભાઇઓ લડતા હતા. તેમાંના એક જણના પક્ષમાં ઇંગ્રેજો હતા. તે પક્ષ મૂકી દેવા સામા પક્ષવાળાએ ઇંગ્રેજોને દેવીદકોટા લાંચ દાખલ આપ્યું.

**કર્ણાટકનો બીજો વિગ્રહ**—૧૭૪૮ ૧૭૫૪. આ બીજો વિગ્રહ હૈદ્રાબાદ તથા આર્કાટની ગાદીએ પોત પોતાના પક્ષના રાજા બેસાડવા સારૂ ફ્રેંચો તથા ઇંગ્રેજો વચ્ચે થયો. એ લડાઇમાં ફ્રેંચ સરદાર ડુપ્લી તથા બુસી હતા અને ઇંગ્રેજ સરદાર કલાઇવ હતો. ડુપ્લી સહાસીક મહત્વાંક્ષી અને રાજ્ય લોભી તથા રાજ્ય વિધામાં કુશળ હતો. કલાઇવમાં પણ એવા ગુણ હતા તથાપી ડુપ્લી કરતાં યુદ્ધ કુશળતા વિશેષ હતી.

**આર્કાટ તથા હૈદ્રાબાદ**—સન ૧૭૪૮ માં એ બન્નેના રાજા મરણ પામ્યા, તેથી તેમની ગાદીએ અનુક્રમે નવાબ અનવરૂદ્દીન અને નિજામ નાસીરજંગ બેઠા. અનવરૂદ્દીનનો શત્રુ ચંદાસાહેબ અને નિજામનો શત્રુ મુજફ્ફરજંગ હતા. તેમણે પોતાની મદદે ફ્રેંચોને બોલાવ્યા. ફ્રેંચોએ આવી ૧૭૫૦ માં અંબુરની લડાઇમાં અનવરૂદ્દીનને અને ત્રિચિનાપોલીની લડાઇમાં નાસીરજંગને હરાવ્યા અને આર્કાટની ગાદી ચંદાસાહેબને તથા નીજામની ગાદી મુજફ્ફરજંગને આપી. પણ મુજફ્ફરજંગને કોઇએ મારી નાખ્યો તેથી તેની જગા તેના ભાઇ સલાબતજંગને આપી. આ બિન હક રાજાઓને રાજ્ય અપાવનાર ફ્રેંચ સરદાર બુસી હતો. આથી ચંદાસાહેબે પાંદિચેરીની આસપાસનાં ૮૧ ગામ અને સલાબતજંગે ઉત્તર સરકાર તથા મછલીપટણ ફ્રેંચોને આપ્યાં.

**ડુપ્લીની જીતની નીશાનીઓ**—એ રીતે ડુપ્લીની જીત થવા-

થી તેને "દક્ષિણ હિંદનો સૂબો" એવી પદ્વિ પ્રાપ્ત થઇ, તેથી તેણે ફુલા-ઇને પોતાની જીતની જગાએ કિર્તિ સ્તંભો તથા દુપ્લીઆબાદ નામે શેહેરો વસાવ્યાં. એ શેહેરોનો તથા કિર્તિ સ્તંભોનો કલાઇવે નાશ કર્યો.

**આર્કાટની લડાઈ**—૧૭૫૧. આર્કાટના નવાબના પક્ષમાં ઇંગ્રેજો હતા તથાપી તેની હાર થઇ ને અનવરૂદ્દીન મરાયો તથા તેનો દીકરો મહમદઅલી હતો તેને ચંદાસાહેબે ત્રીચીનાપોલીમાં ઘેર્યો. આ ઘેરો છોડવવાને સારૂ કલાઇવ સાહેબે એવી જુક્તિ બતાવી કે જો આપણે ચંદાસાહેબની રાજ્યધાની આર્કાટ ઉપર ચડાઈ કરીએ તો એ ઘેરો ઉઠાવી ચંદાસાહેબ ત્યાં આવશે. આવાત બધાંને પસંદ પડી તેથી તેમણે ૧૭૫૧ માં ૨૦૦ ઇંગ્રેજ તથા ૩૦૦ કાળા લોક સાથે કલાઇવને આર્કાટ ઉપર મોકલ્યો. તેણે આર્કાટ જીતી તેનો કોટ સુધારવા માંડયો. આ વાત ચંદાસાહેબે જાણી તેથી તેણે પોતાના દિકરા રાજાસાહેબને ૧૬૦ ફ્રેંચો સુદ્ધાંત દસ હજાર ફોજ સાથે આર્કાટ મોકલ્યો. રાજાસાહેબ ૫૦ દિવસ ઘેરો ઘાલી લડયો પરંતુ ઇંગ્રેજ ફોજ અતિ દુ:ખી થતાં લગી હઠી નહીં. પછી મદ્રાસથી મદદ આવી તેવડે કલાઇવે તેને ૧૭૫૧ માં આર્કાટ અને આર્નિ આગળ તથા ૧૭૫૨ માં કોવરેપાક આગળ હરાવ્યો તથા દુપ્લીના કિર્તિ સ્તંભો ભાગી દુપ્લીઆબાદનો નાશ કર્યો.

**ચંદાસાહેબનું મૃત્યુ**—એના મદદગાર ફ્રેંચો તેને છોડી જતા રહ્યા તેથી તે તંજાવરના સેનાપતીને શરણે થયો. તેણે દગાથી તેને માર્યો. આણીપા ઇંગ્રેજોએ ત્રિચિનાપોલી જીતી આર્કાટની ગાદીએ મહમદઅલીને બેસાડયો. એ મહમદઅલી પછી વહાલાજાહાંન કહેવાયો. ત્યાર પછી મેજર લારેન્સે બાહુર આગળ ફ્રેંચોને હરાવ્યા. ઇ. સ. ૧૭૫૨. એ રીતે આર્કાટની લડાઇ જીત્યા પછી ૧૭૫૨ માં કલાઇવ પોતાનું શરીર બગડવાથી વિલાયત ગયો. આ આર્કાટની લડાઇની જીતથી અને કલાવના પરાક્રમથી હિંદમાં ઇંગ્રેજની કિર્તિ બહુ ફેલાઈ અને હિંદુસ્તાન-

માં ઇંગ્રેજી રાજ્ય જામ્યું તેથી એ લડાઇ ઇતિહાસમાં બહુ પ્રસિદ્ધ છે.

**ડુપ્લીનું મરણ અને બીજા ફ્રેંચ ગર્વનરો**—ડુપ્લીના કામથી ફ્રેંચ સરકાર નાખુશ થઇ તેથી તેને પાછો બોલાવી લીધો. એ ૧૭૫૪ માં ફ્રાંસ પહોંચ્યો. ત્યાં ઘણું દુઃખ તથા અપમાન પામી ૧૭૬૩ માં મરી ગયો. એના પછી ફ્રેંચ સરકારે ગોધ્યુ નામે ગર્વનરને ઇંગ્રેજ સાથે સલાહ કરવાને મોકલ્યો. તેણે આ દેશથી અજાણ્યા હોવાને લીધે ઇંગ્રેજને માફક આવે એવા કરાર કરી આપ્યા. પણ એ કરાર બહુ દિવસ ટકયા નહીં. ગોધ્યુ પછી ૧૭૫૮ માં ફ્રેંચ સરકારે કૌંટડીલાલી નામે ગર્વનરને મોકલ્યો. તે અહંકારી ને અવિચારી હતો તેણે આવતાંવેંતજ ઇંગ્રેજોનું દેવીદકોટા જીત્યું. એનો ઇંગ્રેજોને હિંદમાંથી કહાડવાનો વિચાર હતો; પણ તેની પાસે તેટલું દ્રવ્ય નહોતું.

**વાંદેવાસની લડાઈ**—૧૭૬૦. લાલીએ પાંદીચેરીના શાહુકારો પાસેથી બળાત્કારે થોડું ઘણું દ્રવ્ય મેળવી ઇંગ્રેજી રાજ્ય ઉપર ચડાઇ કરી પણ તેમાં જીત થઇ નહીં. આખરે ૧૭૬૦ માં વાંદેવાસ આગળ ઇંગ્રેજ તથા ફ્રેંચ વચ્ચે મોટી લડાઇ થઇ. તેમાં ઇંગ્રેજ સરદાર કર્નલકૂટ સાહેબે લાલી તથા બુસીને હરાવ્યા ને ૧૭૬૧ માં તેમનો જીંજીગઢ તથા પાંદિચેરી લીધાં. આ હારથી ફ્રેંચ સત્તા નાશ પામી. પછી એ સાલમાં લાલી ફ્રાંન્સ ગયો, ત્યાં એના ઉપર રાજ્ય ખોયાનું તહોમત મૂકી ત્યાંની સરકારે તેને ફાંસીએ દીધો. ૧૭૬૬. ત્યાર કેડે ઇંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે ૧૭૬૩ માં સલાહ થયાથી ચંદ્રનગર, યાનાન, પાંદીચેરી, કારીકલ અને માહે એ પાંચ સસ્થાન ઇંગ્રેજોએ ફ્રેંચોને આપ્યાં તે હાલ તેમના તાબામાં છે.

## બંગાળામાં ઇંગ્રેજ સત્તાનું જામવું.

**બંગાળાનો નવાબ**—૧૭૦૭ માં બંગાળાનો નવાબ મુર્શિદકુલીખાન કરીને હતો, એને જાફરખાન પણ કહે છે. એ ઓરંગજેબના

મરણ પછી સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યો. એ જન્મે બ્રાહ્મણ હતો. એની રાજધાની ધાકામાં હતી. ત્યાંથી કહાડીને તેણે મુર્શીદાબાદમાં કરી. એના વખતમાં બંગાળામાં ઇંગ્રેજનું મથક કલકતા, ફ્રેંચોનું ચંદ્રનગર અને વલંદાનું ચિન્સુરામાં હતું. એ દરેકની કોઠીઓ કાશીમબજાર, ધાકા, પટણા અને માલ્હાદમાં હતી. મૂર્શીદકુલીખાંને ૨૧ વરસ અમલ કર્યો. એના પછી એનો પૌત્ર ગાદીએ બેઠો. એ એનો જમાઇ પણ થાય. એની પાસેથી ૧૭૪૦ માં અલિવર્દીખાને રાજ ખુંચી લીધું. એ અલિવર્દીખાને કલકતાની આસપાસ ખાડી ખોદવાને ૧૭૪૨ માં ઇંગ્રેજોને રજા આપી. એ ખાડી તે મરેઠા ખાડી કહેવાય છે.

**કલકતાનું કેદખાનું**—૧૭૫૬. અલિવર્દીખાન પછી તેનો ૧૮ વરસનો પૌત્ર શિરાજઉદવલા ગાદીએ બેઠો. તે મૂર્ખ અને અવિચારી હતો. તેના કુટુંબનો એક માણસ તેના કોપથી નાશીને ઇંગ્રેજને શરણે આવ્યો. તે ઇંગ્રેજોએ પાછો ન આપ્યો, તેથી તેણે કાશીમ બજારની ઇંગ્રેજી વખારો લુટી કલકત્તા ઘેર્યું. તેમાંથી ઘણાં માણસો નાશી છુટયાં. માત્ર ૧૪૬ રહી ગયાં. તેને નવાબે એક સાંકડી ઓરડીમાં પુર્યાં. તેમાં તે બાપડાં ઉનાળાના તાપને લીધે પાણી વિના અકળાઇ રૂંધાઇને મરણ પામ્યાં. ફક્ત ૨૩ જીવતાં નીકળ્યાં. ૧૭૫૬.

**કલકતાની મદદ**— આ આફતના સમાચાર મદ્રાસ પહોંચતાં કલકતાની મદદે કલાઇવ અને વાટસન આવી પહોંચ્યા. તેમણે કલકતા જીતી શિરાજઉદવલા સાથે સલાહ કરી કંપનીના હક પાછા મેળવ્યા. તથા નુકસાનીનો પુષ્કળ બદલો લીધો. ૧૭૫૭.

**પ્લાસીની લડાઇ**—એ લડાઇ ૧૭૫૭ ના જુન માસની ૨૩ મી તારીખે સુરાજઉદવલા તથા કલાઇવ સાહેબ વચ્ચે થઇ. આ લડાઇ થવાનું કારણ એ હતું કે કલાઇવે સુરાજઉદવલાના ના કહેવા છતાં ફ્રેંચોનું ચંદ્રનગર જીત્યું હતું તેથી તે ગુસ્સે થયો ને લડવા.

આવ્યો. તેમાં તે હાર્યો ને ઊંટ ઉપર બેશી નાશી ગયો.

**કલાઇવે કરેલું કાવત્રું**—આ લડાઇમાં સુરાજ ઉદ્દવલાને હરાવવા કલાઇવે તેના સરદાર મીરજાફરને ફોડયો. ને તેની ગાદી તેને આપવા ઠરાવ કર્યો. એ કાવતરામાં નવાબનો ખજાનચી રાયદુર્લભ તથા જગત શેઠ સામેલ થયા. એવામાં અમીચંદ નામે નવાબનો દલાલ આવ્યો. તેને એ વાત છાની રાખવા ૩૦ લાખ રૂપીઆ આપવાનો કપટી દસ્તાવેજ લખી આપ્યો.

**મિરજાફરનું ગાદીએ બેસવું**—આગલા ઠરાવ પ્રમાણે ૧૭૫૭ માં કલાઇવે શિરાજ ઉદ્દવલાની ગાદી તેના આગળથી ફુટેલા સરદાર મીરજાફરને આપી. તેના બદલામાં ઇંગ્રેજે ૨, ૬૯,૭૭,૫૦૦ રૂપીઆ માગ્યા પણ એટલા ખજાનામાં ન હોવાથી એમાંની અડધી રકમ લેઇ પતાવ્યું. તે પણ ઘરેણાં ગાંઠાં લીધાં ત્યારે પુરી થઇ. એમાંનો કેટલોક ભાગ કંપનીને મળ્યો ને બાકીનો ફોજને તેના હક પ્રમાણે વેંચી આપ્યો. પણ અમીચંદને કંઇ ન મળ્યું. તેથી તે ગાંડો થઇ મરણ પામ્યો.

**કલાઇવ જમીદાર થયો**—મીરજાફરે ૧૭૫૭ માં કલકતાની આસપાસનાં ચોવીસ પરગણાંની વસુલાત લેવાનો હક કંપનીને આપ્યો હતો. તે હક દિલ્લીના બાદશાહે ૧૭૫૯ માં કલાઇવને બક્ષીસ કર્યો તેથી કલાઇવ જમીદાર થયો. પરંતુ એ હકને સારૂ કંપનીએ વાંધો ઉઠાવ્યો. ને ૧૭૭૫ માં દસ વરસની ફરી સનંદ કરી આપી. પણ એ પુરાં થતાં કલાઇવ સાહેબ મરી ગયો. તે પછી ૨૪ પરગણાં કંપનીને મળ્યાં.

**કલાઇવ બંગાળાનો પેહેલો ગવર્નર થયો.**—સન ૧૭૫૮ માં કંપનીના ડાયરેકટરોએ કલાઇવને બંગાળાનો પેહેલો ગવર્નર નીમ્યો. એ વખતે દિલ્લીનો શાહ આલમ, ફ્રેંચો અને વલંદા જોર પર હતા. તેમાંના શાહ આલમને કલાઇવે પટણા આગળ હરાવી નસાડયો ને કર્નલ ફોર્ડે ફ્રેંચોનું મછલીપટણ જીતી ઉત્તર સરકાર તથા હૈદ્રાબાદમાં ઇંગ્રેજી સત્તા

સ્થાપી. મીરજાફરે ઉપકાર ભૂલી જઇ ઇંગ્રેજોને કહાડવા વલંદાને બોલાવ્યા હતા. તેમનો કલાઇવ તથા ફોર્ડે નાશ કર્યો. માત્ર ચિન્સુરા પોતાની ઇચ્છાથી તેમની પાસે રહેવા દીધું. પછી ૧૭૬૦ માં કલાઇવ બીજીવાર વિલાયત ગયો. ત્યાં તે બહુ માન પામ્યો.

**બંગાળાનો ખરાબ વહીવટ**—૧૭૬૦–૧૭૬૪. કલાઇવ વિલાયત ગયા પછી ચાર વરસ બંગાળામાં ખરાબ વહીવટ ચાલ્યો એ વેળા ગવર્નર વાન્સિતાર્ત હતો. તેના વખતમાં ઇગ્રજો પુષ્કળ ધન પડાવવા લાગ્યા. અને તેથી રૈયત ઉપર જુલમ થવા માંડયો, વળી એ વામાં મીરજાફરના લશ્કરમાં સીપાઇઓને પગાર ન મળવાથી બંડ ઉઠયું. તે મીરજાફરથી સમાવાયું નહીં તેથી તેને ઇંગ્રેજોએ ૧૭૬૦ માં ગાદીએથી ઉઠાડી મૂકયો ને તેના ધનવાન જમાઈ મીરકાસીમને બેસાડયો. તેની પાસેથી ખાનગી બક્ષીસો ઉપરાંત બર્દવાન, મીદનાપુર અને ચિતાગાંગ પરગણાં લીધાં. ૧૭૬૧.

**મીરકાસીમનો બલવો** -૧૭૬૩. મીરકાસીમનો મનસૂબો ઇંગ્રેજોથી સ્વતંત્ર થવાનો હતો. તેથી તેણે પોતાની ગાદી મુર્શિદાબાદમાંથી કહાડી મોંગીરમાં કરીને કવાયતી લશ્કર ઉભું કર્યું. એવામાં જકાત બાબત તકરાર ઉઠી તેથી લડવાનું બહાનું મળ્યું, કંપનીના માલની હાંસલની માફી હતી. તેનો ઉપયોગ કંપનીના નોકરો પોતાના ખાનગી માલને માટે પણ કરતા તેથી નવાબની ઉપજને નુકશાન થવા લાગ્યું. તેની ફરિયાદ નવાબે કૌસીલમાં કરી પણ તેનો કંઇ બંદોબસ્ત થયો નહી તેથી તેણે બલવો કર્યો. તેમાં ઇંગ્રેજના બે હજાર દેશી સીપાઇઓ તથા ૨૦૦ ઇંગ્રેજો પટણા અને બંગાળાના બીજા ભાગોમાં મળી મરાયા.

**ઇંગ્રેજોએ બંગાળા ફરીને જીત્યું**—૧૭૬૪. બંગાળા ફરીને જીતતાં ઇંગ્રેજ તથા મીરકાસીમ વચ્ચે ૧૭૬૩ માં એક લડાઇ ઘેરી-

આ આગળ અને બીજી લડાઇ ઉધ્વાના નાળા આગળ થઇ. એ બેઉ-માં મેજર આદમ્સે મીરકાસીમને હરાવ્યો ને તેની ગાદીએ ફરીવારકો મીરજાફરને બેસાડ્યો, તેથી મીરકાસીમ અયોધ્યે નાશી ગયો, તેને દિલ્લીનો શાહ આલમ મળ્યો. પછી અયોધ્યાનો નવાબ, સુજાઉદવલ્લા, મીરકાસીમ અને શાહઆલમ એ ત્રણેજણે પટણા ઉપર ચડાઇ કરી તેમાં તથા બકસરની લડાઇમાં મેજર મનરો સાહેબે ત્રણને હરાવ્યા. ૧૭૬૪. આથી આયોધ્યાનું રાજ ઇંગ્રેજને તાબે થયું ને શાહઆલમ શરણે આવ્યો તથા મીરકાશીમ નાશી ગયો.

**કલાઇવનો બીજીવારનો રાજ્ય કારભાર**—૧૭૬૫–૧૭૬૭. કલાઇવ બીજીવાર ૧૭૬૫ માં ગવર્નર થઇ કલકતે આવ્યો. એ વખત એણે બે મોટાં કામ કર્યાં તે એકે એકદિલ્લીના પાદશાહ પાસેથી કાય-દેસર મુલક મેળવ્યો અને બીજું ઇંગ્રેજ નોકરોને યોગ્ય પગાર બાંધી આપી તેમને લાંચ લેતા અટકાવ્યા.

**ઇંગ્રેજને બંગાળાની દિવાની એટલે વસુલાત ઉઘરાવા-નો હક મળ્યો**—૧૭૬૫. કલાઇવે પ્રથમ લડાઇના ખરચને પેટે ૫૦ લાખ રૂપીઆ લેઇ અયોધ્યાનું રાજ તેના નવાબને પાછું આપ્યું. અને કોરા તથા અલ્હાબાદ શાહઆલમને આપ્યા. તેના બદલામાં શાહઆલમે બંગાળા. બહાર અને ઓડીઆ પ્રાંતની દીવાની એટલે વસુલાત લેવાનો અધિકાર કંપનીને આપ્યો. એ વસુલાતમાંથી ૩૦ લાખ ખંડણીના શાહઆલમને અને ૬૦ લાખ બંગાળાના નવાબને આપવાના ઠરાવ કર્યો. એ પ્રકારે એ પ્રાંતમાં બે રાજ્ય સ્થાપન થયાં એટલે વસુલાતનું કામ કંપની કરે અને લેણદેણના તથા મારામારીના કજીઆ નવાબ ચૂકવે.

**કલાઇવે નોકરો સંબંધી કરેલો ઠરાવ**—૧૭૬૬. ઇંગ્રેજ નો-કરોને ટુંકા પગારને લીધે ખાનગી વેપાર કરવાની તથા દેશીઓ

પાસેથી બક્ષીસો લેવાની છુટ હતી, તેથી જુલમ અને અનિતી થતાં, તે અટકાવવાને ક્લાઇવ સાહેબે તેઓનો પગાર મીઠાના ઇજારામાંથી વધારી આપ્યો ને તેમનું બેવડું ભાથું બંધ કર્યું. આ કામથી બસેં અમલદારોએ બલવો કરી રાજીનામાં મોકલ્યાં પણ કલાઇવ ડગ્યો નહી.

**કલાઇવનું ત્રીજીવાર વિલાયત જવું**—૧૭૬૭. એ સાલમાં ક્લાઇવ સાહેબ છેલીવારનો વિલાયત ગયો તે પાછો આવ્યોજ નહી. વિલાયતમાં એના ઉપર એના શત્રુઓએ હિંદમાં અન્યાય કર્યાનાં તોહોંમત મૂકયાં તેથી તેનું કામ ચાલ્યું. તેમાં તે જીત્યો પણ બહુ દુઃખ ભોગવી ૧૭૭૪ માં આપઘાત કરી મુઓ. હિંદમાં ઇંગ્રેજી રાજનો પાયો નાખનાર એ નર હતો.

**કલાઇવ સાહેબના ગુણદોષ**—એ પ્રથમ વેપાર ખાતાની નોકરી લેઇ હિંદમાં આવ્યો પણ તે નોકરી નહીં પસંદ પડવાથી તે લશ્કરી ખાતામાં રહ્યો. આગળ પોતાની બુદ્ધિબળે તથા ચતુરાઇએ કરી ગર્વનરની પદ્વિએ પહોંચ્યો. એ શરવિર, લડવાઇઓ, હિંમતવાન, ચતુર અને અહંકારી તથા તામસી હતો. તેમ દગાખોર પણ ઓછો નહોતો.

**દ્વિસત્તાપદ્ધતિ (બે રાજનો વહીવટ)**—૧૭૬૭–૧૭૭૨. બંગાળા, બહાર અને ઓઢીઆમાં ૧૭૬૫ માં કલાઇવના સ્થાપેલા બે રાજના વહીવટથી કામ બરાબર ચાલ્યું નહીં. એ વહીવટ પાંચ વરસ ચાલ્યો. એમાં કલાઇવ પછી હેરી વેરેલ્સ્ત તથા જાન કાર્ટીયર ગવરનર થયા તેમના વખતમાં મ્હૈસૂરની લડાઇ અને ઓઢીઆમાં પડેલો દુકાળ એ બે મુખ્ય બનાવો છે. ઓઢીઆમાં ૧૭૭૦ માં દુકાળ પડયો તેથી તેમાંવસ્તીનો લગભગ ત્રીજો ભાગ મરણ પામ્યો હતો.

**મ્હૈસૂરમાં હૈદરઅલીનો ઉદય**—૧૭૬૧. દક્ષિણમાં વિજયનગરનું રાજ તુટયા પછી મ્હૈસૂરમાં કૃષ્ણરાય કરીને રાજા થયો. તેનો કારભારી નંદરાય કરીને હતો. તેના તાબામાં હૈદરઅલી કેટલાક સીપા-

ધનો સરદાર હતો. એ હૈદરે કપટ કરી કૃષ્ણરાયને ગાદીએથી ઉઠાડી મૂકી પોતે બેઠો. ૧૭૬૧. હૈદરના બાપનું નામ ફતેમહમદ હતું.

**મ્હૈસૂર ની લડાઇ—૧૭૬૭—૧૭૬૯.** સન ૧૭૬૭ માં હૈદરનું બળ એટલું તો વધી ગયું કે તે અટકાવવાની ઇંગ્રેજોને જરૂર પડી. તેથી ઇંગ્રેજોએ એ સાલમાં તેને અબુર, ત્રિનોમાલી અને ચંગામની લડાઇઓમાં હરાવ્યો અને ૧૭૬૯ માં તેની સાથે સલાહ કરી. તેમાં એક એકનો લીધેલો મુલક પાછો આપ્યો. આ લડાઇઓમાં હૈદરને જીતનાર કર્નલ સ્મીથ સાહેબ હતો.

## વાર્ન હેસ્તિંગ્સ.

**વાર્ન હેસ્તિંગ્સ—૧૭૭૨–૧૭૮૫.** ક્લાઇવના ગયા પછી હેરીવેલેસ્ત તથા જાનકાર્ટીયરના વખતમાં બરાબર કામ ચાલ્યું નહીં તેથી ડાયરેક્ટર કોર્ટે સન ૧૭૭૨માં વાર્નહેસ્તિંગ્સને ગવર્નર નીમ્યો. એણે ડાયરેક્ટરોનો હુકમ અમલમાં આણવા ત્રીજોરી મુર્શિદાબાદમાથી કલકત્તામાં આણી અને વસુલાતનું કામ કરવા યુરોપીયન કલેકટરો નીમ્યા તથા ન્યાય અને પોલીસખાતામાં પણ સુધારો કર્યો. હિંદુસ્તાનમાં ઇંગ્રેજી રાજ્યનો પાયો નાખનાર જેમ ક્લાઇવ હતો તેમ રાજ્ય કારભાર રચનાર હેસ્તિંગ્સ હતો. એ સન ૧૭૭૪ સુધી ગવર્નર રહ્યા પછી પાર્લામેંટે કરેલા સન ૧૭૭૩ના "રેગ્યુલેટીંગ આકટ"ના ધારાથી તે હિંદનો પેહેલો ગવર્નર જનરલ થયો. તેને મદદ કરવાને ચાર મેમ્બરોની એક કોંસીલ નીમી તેનો પ્રેસીડેન્ટ એને ઠરાવ્યો. વાર્નહેસ્તિંગ્સે પોતાના અમલમા મોટાં મહત્વનાં કાર્ય કર્યાં પણ કૌંસીલના ત્રણ મેમ્બરો ઉલટા હોવાથી તથા ડાયરેક્ટરોની દ્રવ્યની ઉપરા ઉપરી માગણીથી તેને કેટલાંક અયોગ્ય કામ કરવાં પડયાં તેથી તે નિંદાયો. એના વખતમાં બે મોટા વિગ્રહ થયા. તે એ કે પેહેલો મરેઠી વિગ્રહ તથા પેહેલો મ્હૈસૂર વિગ્રહ.

**વાર્નહેસ્તિંગ્સનાં અયોગ્ય કામ—૧લું.** બંગાળાના નવાબને

અપાતું પેન્સન ઓછું કરી ૧૬ લાખ રૂપીઆ બચાવ્યા. તેના કારણમાં એમ બતાવ્યું કે નવાબ નાનો છે ને તે નામની પણ નોકરી કરતો નથી, ૨ જું. દિલ્લીના પાદશાહની ૩૦ લાખ રૂપીઆની ખંડણી બંધ કરી અને તેને આપેલા કોરા તથા અલ્હાબાદ ખુંચી લીધા. કારણ કે તે આ વખત મરેઠાને કબજે હતો. ૩જું. કોરા તથા અલ્હાબાદ અયોધ્યાના નવાબને ૫૦ લાખ રૂપીએ વેચ્યા અને તેની જોડે રોહીલા જીતી આપવાનું કબુલ કર્યું. ૪થું. કાશીના રાજા તથા અયોધ્યાની બેગમોને લૂટયાં.

**રોહીલા જોડે લડાઇ—૧૭૭૩-૧૭૭૪.** એ લોકો ખેડુતો ઉપર ધણીપણું બજાવી તેઓના ઉપર જુલમ કરતા તથા અયોધ્યાના નવાબના કબજામાં રહેતાનહી, અને તેને નડતા હતા તેથી કબુલત પ્રમાણે હેસ્તિંગ્સે નવાબને મદદ કરી તેઓને હરાવ્યા. આ કામમાં ઘણું ખરચ થયું.

**કાશીના રાજા તથા અયોધ્યાની બેગમોને લૂંટયાં—** ૧૭૮૨. હેસ્તિંગ્સે કાસીના રાજા ચયતસિંગ પાસે ફોજની મદદમાં પાંચ લાખ રૂપીઆ માગ્યા, તે તેણે ના આપ્યા, તેથી હેસ્તિંગ્સે તેના ઉપર ચડાઇ કરી તેને પદભ્રષ્ટ કર્યો ને ગાદી વધારે ખંડણી આપવાની સરતે તેના ભત્રિજાને આપી. અયોધ્યાના માજી નવાબની બેગમો પાસે ઘણું દ્રવ્ય હતું. તે કોઇ રીતે આપે એમ નહોતું, તેથી હેસ્તિંગ્સે તેમના ઉપર તહોંમત મૂક્યું કે "એમણે કાશીના રાજાને મદદ કરી" માટે દંડ આપે. તે દંડ ન આપવાની તેમણે હઠ લીધી, તેથી હેસ્તિંગ્સે તેમના ઉપર ચડાઇ કરી તેના તથા તેના ઘરના ખોજા ઉપર અતિશે જુલમ કર્યો, ને ૧ કરોડ કરતાં વધારે રૂપીઆ પડાવ્યા.

**પેહેલો મરેઠી વિગ્રહ—૧૭૭૫-૧૭૮૨.** પાછળ કહેવા પ્રમાણે પુનાની ગાદીએ રઘુનાથરાવને બેસાડવાને સારૂ પેહેલો મરેઠી વિગ્રહ ઉત્પન્ન થયો. રઘુનાથરાવે મુંબાઇ સરકાર સાથે ૧૭૭૫ માં સુરત મુકામે કરાર કર્યા તે પસંદ ન આવ્યાથી હેસ્તિંગ્સે પુરંદર મુકામે ૧૭૭૬ માં પેશ્વા માધવરાવ

સાથે કરાર કર્યો. એવામાં સાંભળ્યું કે માધવરાવને મદદ કરવા ફ્રેંચો આ-વ્યા છે તેથી તેણે રઘુનાથરાવને મદદ કરવા મુંબાઇ સરકારને લખ્યું. ને કલકતેથી પણ લશ્કર મોકલ્યું. પરંતુ કલકતેથી લશ્કર આવી પહોંચતા પેહેલાં મરેઠાએ મુંબાઇના લશ્કરને હરાવ્યું ને વારગામમાં નામોશીભરેલા કરાર થયા. ૧૭૭૯. એટલામાં કલકતેથી લશ્કર આવ્યું તેમાંના પોપ્હામે ૧૭૮૦માં ગોવાલ્યર અને ગાદર્દસાહેબે ગૂજરાત જીતી એજ સાલમાં સુરત તથા અમદાવાદલીધાં આખરે સલાહ થઇને ૧૭૮૨માં સાલબાઇ ગામમાં ફરી કરાર થયા. તેમાં રઘુનાથરાવને પેન્સન આપ્યું ને ગૂજરાત મરેઠાને પાછી આપી તથા સાલસેટ, ધારાપુરી ને બીજા બે બેટ ઇંગ્રેજને મળ્યા.

**પેહેલો મ્હૈસુર વિગ્રહ**—૧૭૮૦-૧૭૮૪. મ્હૈસુરના રાજા હૈદર. અલ્લી ઉપર ૧૭૭૨માં પેશ્વા માધવરાવે ચડાઇ કરી તેને ચેરકુલીના રણમાં હરાવ્યો હતો. તે વખતે ૧૭૬૯માં કરેલા કરાર પ્રમાણે ઇંગ્રેજોએ તેને મદદ આપી નહીં તેથી પેહેલો મ્હૈસૂર વિગ્રહ ઉઠયો. એ વિગ્રહમાં હૈદરે કર્ણાટકમાંના ઇંગ્રેજી મૂલક ઉપર તુટી પડી કર્નલ બેલીના લશ્કરની પો-લીલોના રણમાં ૧૭૮૦ માં કતલ કરીને મદ્રાસ જઇ પહોંચ્યો. હેસ્તિંગ્સે મદ્રાસની મદદે કુટસાહેબને મોકલ્યો. તેને હૈદરે ૧૭૮૧ માં ચિલામબ્રમ આગળ હરાવ્યો. પણ પછીથી કુટસાહેબે તેને પોર્તોનોવો, પોલીલોર અને સોલીંગર આગળ એજ સાલમાં હરાવી જય મેળવ્યો. તથા તેના દિકરા ટિપુને ૧૭૮૨ માં પનીઆની આગળ બેર્થીગટને હરાવ્યો. આ સાલમાં હૈદર ચિતુરમાં મરી ગયો તેથી એક એકનો જીતેલો મુલક પાછો આપી ઇંગ્રેજોએ ટિપુ જોડે ૧૭૮૪ મેંગલોર મુકામે સલાહ કરી.

**હેસ્તિંગ્સ ઉપર તહોંમતો**—રાજા નંદકુમારકરીને એક કલ-કતાનો ધનવાન પણ દુરાચારી બ્રાહ્મણ હતો તે હેસ્તિંગ્સનો દુસ્મન હતો. તેથી એણે સન ૧૭૭૫ માં હેસ્તિંગ્સ ઉપર જૂઠું તહોંમત મુક્યું કે " તેણે મીરજાફરની વિધવાબેગમ પાસેથી લાંચ લીધી. " આથી

હેસ્તિંગ્સની કૌંન્સીલના ત્રણ મેમ્બરો જે એના સામાવાળીઆ હતા તે-મણે એના ઉપર કામ ચલાવ્યું. પણ એવામાં નંદકુમાર ઉપર જૂઠો દસ્તાવેજ બનાવવાનું તહોમત આવ્યું તેથી તેને ફાંસીએ દીધો. વળી હેસ્તિંગ્સ ૧૭૮૫માં વિલાયત ગયો ત્યાં એણે હિંદમાં, કાશીના રાજા વિગેરે ઉપર જુલમ કરી અન્યાયપણે દ્રવ્ય મેળવ્યું એવું તેના શત્રુ-ઓએ તહોંમત મૂકયું. તેથી ત્યાં એના ઉપર સાત વરસ કામ ચાલ્યું. (૧૭૮૮-૯૫) તેમાં ઘણું ખરચ થયું ત્યારે એ બચ્યો. છેલી આખર ગુજરાનનો આધાર પણ કંપની ઉપર રહ્યો તેથી તેણે તેને પાળ્યો.

**ફોકસ અને પીટનાં બીલ**—ઇંગ્લાંડની પાર્લામેંટમાં ૧૭૮૩ માં પ્રધાન મી. ફોકસે એક બીલ મૂકયું. તેની મતલબ એ હતી કે હિંદમાં કંપનીએ માત્ર વેપાર કરવો ને રાજકારભાર પાર્લામેંટે ચલા-વવો. પણ તે બીલ મંજુર થયું નહીં. ને પછી ૧૭૮૪ માં બીજા પ્રધાન મી. પીટ બીજું બીલ મૂકયું. તેની મતલબ એ હતી કે "કં-પનીનો અમલ કાયમ રાખવો ને તેના ઉપર રાજા તરફથી એક છ માણસની કમીટી નીમવી. કલકતાની કૌંસીલમાંથી એક માણસ ઓછો કરી ત્રણ માણસ રાખવાં ને મુંબાઈ તથા મદ્રાસ ઈલાકાને માટે પણ કૌંસીલો નીમવી." એ બીલ મંજુર થયું.

**લાર્ડ કાર્નવાલીસ**— ૧૭૮૬—૧૭૯૩. હેસ્તિંગ્સ વિલાયત ગયા પછી ૧૭૮૫ ના ફેબ્રુવારીથી ૧૭૮૬ ના સપ્તેંબર સુધી સરજાન મેક ફરસને કામ ચલાવ્યું. તે પછી લાર્ડ કાર્નવાલીસ ગવર્નર જનરલ થયા. એ અધિકાર એમણે બેવાર ચલાવ્યો તેમાં પેહેલીવારના અધિકારમાં સ્થાઇ જમાબંદી અને મ્હૈસૂર જોડે બીજો વિગ્રહ એ બે મુખ્ય કામ કર્યાં.

**સ્થાઈ જમાબંધી**—૧૭૯૩. સ્થાઇ જમાબંદી એટલે વસુલા-તની હમેશાં સરખી આવક કરવાને વાર્નહેસ્તિંગ્સે આરંભ્યું હતું તે કાર્ન વાલીસે પુરૂં કર્યું. તેણે પાછલી સાલોની આવક ઉપરથી ૧૭૯૧ માં દર

વિધે વરસો વરસ ભરવાની રકમ પ્રથમ દશ વરસને માટે ઠરાવી. પછી તે વિઘોટી ૧૭૯૩ માં હમેશને માટે કાયમ થઇ, એ ધારો પ્રથમ બંગાળામાં અને પછી મુંબાઇ તથા મદ્રાસ ઇલાકામાં દાખલ થયો.

**મ્હૈસુરનો બીજો વિગ્રહ**--૧૭૯૦—૧૭૯૨. ઇંગ્રેજ સરકારે પોતાના મિત્ર રાજાના નામની યાદી નિજામને લખી આપી તેમાં ટિપુ સુલતાનનું નામ નહોતું તેથી ટિપુને રીસ ચડી ને બીજો મ્હૈસુર વિગ્રહ ઉઠયો. એ વિગ્રહમાં કાર્નવાલીસે પંડે ટિપુ ઉપર ચડાઇ કરી ૧૭૯૧ માં સીમોગા ને અરિકેરાની લડાઇમાં તેને હરાવ્યો ને બેંગ્લોર તથા નંદી દુર્ગ જીત્યાં. તે પછી ૧૭૯૨ માં તેને શ્રીરંગપટણમાં ઘેર્યો એટલે તેણે તાબે થઇ ઇંગ્રેજ તથા તેને મદદ કરનાર મરેઠા ને નિજામ વચ્ચે વહેંચી લેવા પોતાનો અડધો મુલક ને ત્રણ કરોડ રૂપીઆ આપી સલાહ કરી.

**કાર્નવાલીસે કરેલાં બીજાં કામ**—હિંદમાં રાજ્ય કારભારનો પાયો વાર્નહેસ્તિંગ્સે નાખ્યો. તેના ઉપર લાર્ડ કાર્નવાલીસે ઇમારત ચણી. હિંદમાં આવેલા અમીરોમાં એ પેહેલો હતો. એણે રાજ્ય કારભારમાં સુધારો કરી ક્લેકટરને જર્જનાં કામ જૂદાં પાડ્યાં, યુરોપીઅનોને ફોજદારી કામ સોંપ્યું અને કલકત્તામાં સુપરિમ કોર્ટ સ્થાપી. એ ૧૭૯૩ માં સ્વદેશ ગયા. તેમના પછી સરજાનશોર આવ્યા.

**સર જાનશોર**—૧૭૯૩—૧૭૯૮. એના વખતમાં કંઇ વિશેષ જાણવા જેવા બનાવ બન્યા નથી. એનો મત એ હતો કે દેશીરાજ્યમાં હાથ ન ઘાલતાં સલાહશાંતિથી અમલ ચલાવવો. આ કારણથી તેણે ઇંગ્રેજના મીત્ર રાજાઓને પણ મદદ ન આપી તેથી તેઓ રીસાયા. નિજામ ઉપર મરેઠાએ ચડાઇ કરી તેને બહુ સતાવ્યો તોપણ તેને મદદ આપી નહીં તેથી તેણે ઇંગ્રેજની સિકંદરાબાદની છાવણી ઉઠાવી પોતાની ફોજમાં ફ્રેંચ અમલદારો રાખ્યા. વળી ઇંગ્રેજનો બીજો મીત્ર

ત્રાવણકોરનો રાજા પણ બોલવા લાગ્યો કે હવે ઇંગ્રેજની મૈત્રીમાં કંઇ માલ નથી. આ ગવર્નરના વખતમાં સન ૧૭૯૫ માં કર્ણાટકનો નવાબ મહમદઅલી મરી ગયો તેથી તેની ગાદીએ તેના દીકરાને અને ૧૮૯૭માં અયોધ્યાનો નવાબ અસોફદૌલા મરણ પામ્યો તેની ગાદીએ તેના ભાઇ સાદત અલીને ઇંગ્રેજોએ બેસાડયા.

**લોર્ડ માર્નિંગ્ટન**—૧૭૯૮—૧૮૦૫. સરજાનશોર પછી લાર્ડ માર્નીંગ્ટન ગવર્નર જનરલ થયા. એમને વેલેસ્લીનો ઇલકાબ મળ્યો હતો, તેથી લાર્ડ વેલેસ્લી પણ કહેવાય છે. એ ૧૭૯૮ માં આવ્યા. એમના વખતથી ઇંગ્રેજી રાજ્ય ખીલવા માંડયું તે ૧૮૭૭માં મહારાણી વિકટોરિઆએ "કૈસરેહિંદ" નું પદ ધારણ કર્યું ત્યારે પરિપુરણ થયું. એમના વખતમાં મુખ્ય બે બનાવ બન્યા તે એક એક મ્હૈસૂર જોડે ત્રીજો વિગ્રહ તથા મરેઠા જોડે બીજો વિગ્રહ.

**દેશીરાજયમાં ફ્રેન્ચો**—સર જાનશોરે દેશી રાજયમાં હાથ ન ઘાલવાથી દેશીરાજાઓ સ્વતંત્ર જેવા થયા. તેમાંના નિજામ, ટીપુ, સિંધિઆ વિગેરેએ પોતાની ફોજમાં ફ્રેંચો રાખી કવાયત શીખવા માંડી તથા ફ્રેંચ સાથે ટીપુએ છાનીમાની ખટપટ ચલાવી. વળી એવામાં ફ્રેંચ રાજા નેપોલીયન બોનાપાર્ટ મિશરમાં આવ્યો હતો. તેના મનમાં સિકંદરની પેઠે દિગવિજય કરવાના વિચાર ઉડતા હતા. ૧૭૯૮.

**દેશી રાજયોને તાબે કરવું**—સરજાનશોરના વખતમાં દેશી રાજાઓ સ્વતંત્ર જેવા થયા હતા. તેમને તાબે કરવાનો લોર્ડ વેલેસ્લીએ ઠરાવ કર્યો. તેમાં પ્રથમ નિજામનું રક્ષણ કરી તેને પોતાના પક્ષમાં લીધો ને તેની પાસે લખાવી લીધું કે ઇંગ્રેજ સરકારની મંજુરી શીવાય મારે કોઇ યુરોપીઅનને નોકરીમાં રાખવો નહીં. ૧૭૯૮. આ સરત પછી દરેક દેશી રાજાના કરાર પત્રમાં દાખલ કરી.

**મ્હૈસૂરનો ત્રીજો વિગ્રહ**—૧૭૯૯ ટિપુ ફ્રેન્ચો જોડે ખટપટ

કરતો હતો તે મૂકી દેવા તથા તેના રાજ્યમાં ઇંગ્રેજી ફોજ રાખવા અને નિજામના જેવી સરત કબુલ કરવા તેને કહાવ્યું. તેમ કરવાને તેણે ના કહી તેથી ચોથો મ્હૈસૂર વિગ્રહ થયો. એ વિગ્રહમાં ૧૭૯૯માં માલવલી આગળ જનરલ હારીસે અને સદાશીર આગળ જનરલ સ્ટુઅર્ટે તથા શ્રીરંગપટ્ટણ આગળ જનરલ બેયર્ડે ટિપુને હરાવ્યો. ટિપુ હાર્યોને મરાયો તેથી તેનું રાજ ત્રણ ભાગે વહેંચાયું. (૧) શ્રીરંગપટ્ટણ ને તેની આજુબાજુનો ભાગ ઇંગ્રેજે પોતે રાખ્યો. (૨) મ્હૈસૂરનો ભાગ મૂળ માલીક હિંદુ રાજાના બાળકને આપ્યો અને (૩) ભાગ પોતાને મદદ કરનાર નિજામ, મરેઠા વિગેરેને આપ્યો. ટિપુના પુત્રો ઉપર લાર્ડ વેલ્લેસ્લીએ પિતા સમાન માયા દેખાડી પ્રથમ વેલોરમાં ને પછી કલકત્તામાં રાજાના ઠાઠથી રાખ્યા.

**બીજો મરાઠી વીગ્રહ**—૧૮૦૩-૧૮૦૪. સન ૧૮૦૧માં હોલકરે પેશ્વાને હરાવ્યો તેથી તેણે ૧૮૦૨માં ઇંગ્રેજ સાથે વસાઇના કરાર કર્યા. એ કરારથી ભોંસલા અને હોલકર નાખુશ થયા, તેથી બીજો મરાઠી વિગ્રહ ઉઠયો. એ વખતે પેશ્વા, ગાયકવાડ, સિંધિઆ, હોલકર અને નાગપુરના ભોંસલા. એ મુખ્ય પાંચ મરેઠી રાજ્ય હતાં એમાં પેશ્વા સૌથી મોટો હતો પરંતુ તેનું જોર બરાબર નહોતું.

**બીજા મરેઠી વિગ્રહમાં થયેલી લડાઇઓ**—એ વિગ્રહમાં ૧૮૦૩માં જનરલ વેલેસ્લીએ દક્ષિણમાં આસાઇને આરગામ આગળ સિંધીઆ તથા ભોંસલાને હરાવ્યા ને અહમદનગર જીત્યું. તેમજ ઉત્તરમાં જનરલ લેકે અલીગઢ અને લાસવારી આગળ સિંધીઆને હરાવી દિલ્હી અને આગ્રા લીધાં તથા દિલ્હીના આંધળા શાહઆલમને કેદના દુઃખથી છોડાવ્યો. ને પછી ૧૮૦૩માં સીરજીઅંજે ગામમાં સિંધીઆ સાથે અને દેવગામમાં ભોંસલા સાથે કરાર કર્યા. તેમાં સિં-

ધિઆએ જમનાંની ઉત્તરનો મુલક અને ભોંસલાએ ઓઢીઆ પ્રાંત ઇંગ્રેજોને આપ્યા. હવે એકલો જસવંતરાવ હોલકર રણમાં રહ્યો.

**જસવંતરાવ હોલકર**—એણે ૧૮૦૪માંકર્નલ મોન્સનને મધ્યહિંદમાં હરાવ્યો તેથી મોન્સને જનરલ ફ્રેજરને મદદમાં લેઇ તેને દીગ આગળ અને જનરલ લેકે તેને ફરૂકાબાદ આગળ હરાવ્યો. તેપછી ૧૮૦૫ માં જનરલ લેકે ભરતપુરને ઘેરો ઘાલ્યો, કારણ કે ભરતપુરના રાજાએ હોલકરને આશ્રા આપ્યો હતો પણ તેમાં હારીને પાછા આવવું પડ્યું.

**લોર્ડ મોર્નિંગ્ટન ( વેલ્લેસ્લેય ) ની પેહેલાં ને પછીની હિંદની હાલત**.— લાર્ડ વેલ્લેસ્લેયની પહેલાં હિંદની હાલત બહુ વિચિત્ર હતી. વખત એવો હતોકે ઇંગ્રેજે સર્વોપરી થવું કે હારીને નાશી જવું. પણ વેલેસ્લી એ નિશ્ચય કર્યો હતો કે સર્વોપરિસત્તા ઇંગ્રેજે લેવી. એથી એણે એવે પ્રકારે રાજ્ય નીતિ ચલાવી કે સર્વોપરિ ઇંગ્રેજો થયા. એ ૭ વરસ અમલ કરી ૧૮૦૫માં સ્વદેશ ગયો. એણે પોતાના અમલમાં વાવ્ય પ્રાંતો, દિલ્હીનો મુલક મ્હેસૂરના મુલક અને પુનાનો મુલક જીતી ઇંગ્રેજી રાજ્યમાં વધારો કર્યો.

---

# प्रकरण १५ मुं.

## ઇંગ્રેજી રાજ્યનું સુદૃઢ થવું.

**લાર્ડ કાર્નવાલીસ બીજીવાર**–૧૮૦૫–૧૮૦૫. માર્નિંગ્ટન ઉર્ફે વેલેસ્લીય પછી કાર્નવાલીસ ગવર્નર જનરલ થયા. આ અધિકાર ઉપર એ બીજીવાર આવ્યા. પેહેલીવાર ૧૭૮૬માં આવી સ્થાઇ જમાબંદી અને મ્હેસૂર બીજો વિગ્રહ વિગેરે મોટાં કામ કર્યા પણ આ વખતતો કાંઇ કરી શક્યા નહી. કેમકે હિંદમાં આવ્યા પછી દસ અઠવાડીઆમાં મુસાફરી કરતાં ઘડપણને લીધે ઘાજીપુરમાં તેનું મૃત્યું થયું.

**સર જ્યાર્જ બાર્લો**—૧૮૦૫—૧૮૦૭. એ અંગ્રેજી હતા. એમના ઊપર દ્રવ્ય મોકલવાના તથા સલાહશાંતથી અમલ કરવાના વારંવાર વિલાયતથી હુકમ આવતા હતા. તેથી તે પ્રમાણે કરતાં એમના વખતમાં ઇંગ્રેજી રાજ્યમાં ઘટાડો થયો અને દેશીરાજાઓને મદદ ન આપવાથી તે નાખુશ થયા. એમના વખતમાં ટિપુના પુત્રોની ઉશ્કેરણીથી વેલોરમાં દેશી સીપાઇઓએ બંડ કર્યું હતું તે ઝટ બેસાડી દેવામાં આવ્યું હતું.

**લોર્ડમિંટો**—૧૮૦૭—૧૮૧૩. એણે વેલેસ્લેયના જીતેલા રાજ્યને આબાદ કર્યું. ફ્રેંચોના મોરીશિયસ અને બુર્બોન બેટો મેળવ્યા તથા જાવા બેટ જીત્યો અને મધ્યહિંદમાં ઉઠતી વઢવાડ લડાઇ કર્યા વિના બેસાડી દીધી. વળી એણે પંજાબ, અફગાનીસ્તાન અને ઇરાનમાં વકીલો મોકલી તેમની જોડે વહેવાર ચાલુ કર્યો. એના વખતમાં ૧૮૧૩ માં કંપનીના પટામાં ફેરફાર થયો, તેમાં કંપનીને ચીનમાં વેપાર કરવાની સનંદ આપીને બધા ઇંગ્રેજોને હિંદમાં વેપાર કરવાની છૂટ મળી.

**લોર્ડમોયરા**—૧૮૧૪—૧૮૨૩. એમને હેસ્ટિંગ્સનો ઇલકાબ મળ્યો હતો, તેથી એમને લાર્ડ હેસ્તિંગ્સ પણ કહેછે. એમના અમલમાં ત્રણ મોટા વિગ્રહ થયા. તે એકે એક ગુર્ખા વિગ્રહ, બીજો પીંઢારી વિગ્રહ અને ત્રીજો છેલ્લો મરેઠી વિગ્રહ.

**ગુર્ખા રાજ્યની ઉત્પત્તિ**-૧૭૬૭નેપાળના ગુર્ખા લોક બુદ્ધધર્મી હિંદુ છે. મૂળે તેઓ રજપુત હતા. કહે છે કે કનોજનું રાજ્ય તુટયું તેમાંની એક શાખાએ એ રાજ્ય સ્થાપ્યું. એમણે ૧૭૬૭ માં નેપાળની રાજધાની ખટમંડુ જીત્યું ત્યારથી એમના રાજ્યનો આરંભ થાય છે.

**ગુર્ખાવિગ્રહ**—૧૮૧૪-૧૮૧૬. નેપાળના રાજાએ ઇંગ્રેજી રાજ્યનો કેટલોક મુલક દબાવ્યો, તેથી ગુર્ખા વિગ્રહ ઉઠયો. લાર્ડ મોયરાએ તેમની સાથે લડવા ઓકટર્લની, ગ્લીસ્પી, વુડ, માર્લી વિગેરે સરદારો મોકલ્યા. તેમાં ગ્લીસ્પીના લશ્કરને ગુર્ખાએ હરાવ્યું ને કુકરી નામે છ-

રાવડે મોટી હાની પહોચાડી. પરંતુ ઓકટર્લેનીએ સતલજ વાટે ચડાઇ કરી તેના નગગઢ વિગેરે એક પછી એક ગઢ લીધા. ૧૮૧૪. તે પછી ૧૮૧૫ માં મલુનની અને ૧૮૧૬ માં મકવાનપુર તથા હરીપુરની લડાઇઓ થઇ. તેમાં ઠીંગણા ગુર્ખા લોક હાર્યા ને ૧૮૧૬ માં સેગાઉલીના કરાર થયા. તેથી ઇંગ્રેજોને નૈનીતાલ, મસુરી અને શામળા મળ્યાં.

**પીંઢારી વિગ્રહ**—૧૮૧૭. પીંઢારા એ લૂટારૂ ટોળીઓ હતી. તેમાં એક જાતના લોક નહોતા. જેને ધંધો રોજગાર ન હોય તે એમાં દાખલ થતા. એમના મુખ્ય સરદારો અમીરખાન, ચીતુ અને કરીમ ખાન હતા. તેમનું મુખ્ય રહેઠાણ માળવામાં હતું. પણ તેઓ આખા દેશમાં ધાડાં પાડી લૂટ કરતા હતા, માટે લાર્ડ મોયરાએ તેમના ઉપર ૧ લાખ ને ૨૦ હજાર સૈન્ય મોકલ્યુ. તેણે પીંઢારાનો નાશ કર્યો. તેથી અમીરખાને ટોંકનું સંસ્થાન માગી લીધું. કરીમખાન શરણે આવ્યો ને ચીતુ જંગલમાં નાશી ગયો. ત્યાં એને વાઘે મારી ખાધો. આ વિગ્રહમાં સરજાન માલકમે સારી મદદ કરી હતી.

**છેલ્લો મરેઠીવિગ્રહ**——૧૮૧૭-૧૮૧૮. એ વિગ્રહમાં પુનાના પેશ્વા, ઇંદોરના હોલકર અને નાગપુરના ભોંસલા ઇંગ્રેજ સામે થયા હતા. તેનું કારણ એકે એ લોકોને ઇંગ્રેજના તાબામાં રહેવું ગમતું નહોતું.

**પુનાના પેશ્વા**—૧૮૧૭-૧૮૧૮. બાજીરાવ પેશ્વાએ ૧૮૦૨માં વસાઇનું તહનામું કર્યો છતાં ઇંગ્રેજ સામે તે કાવત્રાં કરતો હતો એવામાં એના પ્રધાન ત્રિંબકજીએ ગાયકવાડના ગંગાધર શાસ્ત્રીનું પુનામાં ખુન કરાવ્યું. તેથી ઇંગ્રેજે ત્રિંબકજીને કેદ કરી પેશ્વા સાથે ૧૮૧૭માં ફરી કરાર કર્યા તોપણ તે જંપ્યો નહીં ને એણે ઇંગ્રેજરેસીડેન્ટ એલ્ફીસ્તન ઉપર ચડાઇ કરી. તેથી ઇંગ્રેજ લશ્કરે તેને ૧૮૧૭માં ખડકી અને કોરેગામની લડાઇમાં હરાવ્યો તથા તેના સરદાર બાપુગોખલાને ૧૮૧૮ માં આસ્ટીની લડાઇમાં માર્યો. આખરે પેશ્વા શરણે આવ્યો, તેને ૮ લાખનું પેન્સન

બાંધી આપી ઇંગ્રેજે બીથુરમાં રાખ્યો ને પુનાનું રાજ્ય ખાલસા કર્યું તથા સતારાની ગાદીએ બીજા શાહુના કુંવર બાળાસાહેબને બેસાડયો.

**ઇંદોરના હોલકર**—૧૮૧૭ ઇંદોરના રાજ્યમાં ૧૮૧૧માં યશવંતરાવ હોલકર મરી ગયો તેની ગાદીએ તેનો દીકરો મલ્હારરાવ બેઠો એ નાનો હતો માટે રાજ્ય એની મા તુલસીબાઇ ચલાવતી હતી. એ તુલસીબાઇ ઇંગ્રેજ સાથે સલાહ રાખતી હતી તેથી તેના સરદારોએ તેને મારીને ઇંગ્રેજસામે લડવા આવ્યા. તેમને ઇંગ્રેજ સરદાર હિસ્લોપ સાહેબે ૧૮૧૭ માં માહીદપુરની લડાઇમાં હરાવ્યા. આખરે તેમણે કેટલોક મુલક આપી મંદેસર આગળ સલાહ કરી. ૧૮૧૭.

**નાગપુરના ભોંસલા**—૧૮૧૭ ભોંસલા આપાસાહેબે પોતાના રાજ્યમાં રહેલા રેસીડેન્ટ ઉપર ચડાઇ કરી તેથી તેને ૧૮૧૭માં જનરલ હાર્ડિંજે જબલપુર આગળ હરાવ્યો ને તેની ગાદી રઘુજી ભોંસલેને આપી. એ રઘુજીભોંસલા અપુત્ર મરણ પામવાથી ૧૮૫૩ માં રાજ્ય ખાલસા કર્યું.

એ રીતે ત્રણ મોટા વિગ્રહ પતાવી ૧૮૨૩ માં મોયરા વિલાયત ગયો, એના વખતમાં કેટલાક સુધારા થયા, કેળવણી વધી અને વર્તમાનપત્રો નીકળ્યાં તથા ૧૮૧૯ માં શીંગાપુર મળ્યું.

**લાર્ડઆમહર્સ્ત**—મોયરા ગયા પછી થોડા માસ મીસ્તર આદમે ગવર્નર જનરલનું કામ ચલાવ્યું. તે પછી ૧૮૨૩ માં આમહર્સ્ત આવ્યા. એમના વખતમાં મુખ્ય બે બનાવ બન્યા તે એ કે એક પેહેલો બ્રહ્મી વિગ્રહ અને બીજો બરતપુરની જીત.

**પેહેલો બ્રહ્મી વિગ્રહ**—૧૮૨૪-૧૮૨૬,—બ્રહ્મદેશના લોકો બુદ્ધધર્મી હિંદુ છે. એ દેશમાં ૧૭૫૦ને સુમારે આલોમ્પ્રાએ રાજ્ય સ્થાપ્યું ને આવામાં રાજધાની કરી. એ વંશના રાજાએ ઇંગ્રેજી મુલક ઉપર આવવા માંડયું તેથી પેહેલો બ્રહ્મી વિગ્રહ ઉઠયો. એ વિગ્રહમાં

૧૮૨૪ માં રંગુન અને પ્રોમ આગળ તથા ૧૮૨૫ માં પાગામ આ ગળ લડાઇઓ થઇ, તેમાં ઇંગ્રેજ સરદાર કેમ્બલે બ્રહ્મી લોકના સરદાર મહાબાંદુલા તથા નરકાધીપતી વીગેરેને હરાવ્યા. તેથી બ્રહ્મદેશના રાજાએ આન્દાબુના કરાર કર્યા. ૧૮૨૬. આ ઠરારથી આશામ, આરાકાન, કકકર અને તીનાસરીમ પ્રાંત ઇંગ્રેજોને મળ્યા.

**ભરતપુરની જીત**—૧૮૨૭એ જાટસંસ્થાનનો રાજામરીજવાથી તેનો દીકરો બળવંતસિંહ ગાદીએ બેઠો. એને એના પીતરાઇ દુર્જનસાલે ઉઠાડી મુકયો.તેનો પક્ષ ઇંગ્રેજે કરી લાર્ડ કોમ્બર મીયરને મોકલ્યો, તેણે ભરતપુરને ઘેરી છતીલીધું તથા તેનો અછત માટીનો કોટ તોડીનાંખ્યો.

**લાર્ડવિલ્યમબેન્ટિક**—૧૮૨૮–૧૮૩૫ દેશીઓનું ભલું કરી હિંદમાં રાજ્ય વહીવટ કરનાર પેહેલો એ નર હતો. કલકતામાં એનું પુતળુછે. એણે વસુલાત ખાતાંમાં સુધારો કર્યો ને બ્રહ્મી વિગ્રહથી થયેલા ૧૪કરોડનો ખાડો પુરવા ત્રણરીતે આવક વધારી. (૧)હમેશના ખરચમાં ૧ાાકરોડનો ઘટાડો કર્યો. (૨)માફી જમીન ઉપરકર નાખ્યોને (૩)માળવાના અફીણ ઉપર જકાત ઠરાવી. લાર્ડબેન્ટિકનાં બે કામ વિશેષ સંભારવા જેવાંછે તે એ કે તેણે સતીનો અને ઠગીનો નાશ કર્યો.

**સતી તથા ઠગીનો નાશ**—૧૮૨૯ ને ૧૮૩૦ ધણીની પાછળ સતીને નામે હજારો વીધવાઓ બાળી મુકવામાં આવતી હતી, તેનો બેન્ટિકે અટકાવ કર્યો ને ૧૮૨૯ માં કૌંસીલમાં કાયદો મંજુર કરાવ્યો કે જે કોઇ સતીને બાળે તેને ખુની ગણી સીક્ષા કરવી. તે પછી તેણે ઠગીનો નાશ કર્યો. ઠગારા ફાંસીયા લોકો વટેમાર્ગુઓને લૂટવાસારૂ ગળામાં ફાંસો ધાલી મારી નાંખતા હતા. તેવા લોકોને પકડી લાર્ડ બેન્ટિકે નાશ કર્યો. ૧૮૩૦.એકામમાં કપ્તાન સલીમને સારી મદદકરીહતી.

**બેન્ટિકે કરેલી મ્હૈસૂરને કુર્ગના રાજની ગોઠવણ**—એણે ૧૮૩૦ માં મ્હૈસૂરના રાજમાં અંધેર ચાલતું હતું, તે મટાડવા

એ રાજ્ય હાથમાં લઇ તેના ઉપર જમી બેસાડો. ને પછી ૧૮૩૪ માં રૈયતનું દુખ ટાળવા કુર્ગનું રાજ્ય ખાલસા કર્યું. કારણ કે કુર્ગનો રાજા જંગલીને ક્રુર હતો. તે રૈયતને બહુ દુઃખ દેતો હતો. (૧૮૮૧ માં મ્હૈસુરનું રાજ્ય સુધારી તેના રાજાને પાછું સોંપ્યું છે. )

**લાર્ડ બેન્ટિકના વખતમાં થએલાં બીજાં કામ**—એના વખતમાં ૧૮૩૩ માં કંપનીને બીજાં વીસ વરસની સનંદ મળી તેમાં મુખ્ય સરત એ હતી કે કંપનીએ બિલકુલ વેપાર બંધ કરી માત્ર રાજ્ય કરવું. વળી એના વખતમાં કાયદાનો સુધારો કરવા કમીશન નીમાયું. કૌંસીલમાં એક મેંબર વધ્યો તથા આગબોટો શરૂ થઇ, ઇંગ્રેજી નિશાળો સ્થપાઇને યુરોપમાં જવા આવવાનો ટુંકો રસ્તો નીકળ્યો.

**મેટકાફ અને ઓકલાંડ**—૧૮૩૫—૧૮૪૨. બેન્ટિક પછી મેટકાફ ગવર્નર જનરલ થયા. એમણે ૧ વરસ અમલ કર્યો. તેમાં છાપખાનાને છૂટ આપી. પછી ૧૮૩૬ માં લાર્ડ ઓકલાંડ આવ્યા. એમના વખતમાં અફગાનીસ્તાન અને ચીન સાથે લડાઇ એ બે મુખ્ય બનાવ બન્યા.

**૧ લી અફગાન લડાઇ**—એ લડાઇ થવાનું કારણ એ હતું કે અફગાનીસ્તાનથી નાશી આવેલા શાહસુજાને ઇંગ્રેજોએ કાબુલની ગાદીએ બેસાડયો, તેથી અફગાનો સામા થયા ને લડાઇ ચાલી તેમાં આખરે અફગાનીસ્તાનનું રાજ્ય વગર વાંધે અફગાનોને આપી ઇંગ્રેજોને હિંદમાં પાછા આવવું પડયું.

**અફગાનીસ્તાનની હકીકત**—અહમદ દુરાની નામે અફગાન સરદારે અફગાનીસ્તાનમાંથી ઇરાનીઓને હાંકી કાહાડયાને પોતે ૧૭૪૭ માં કાબુલનું રાજ્ય સ્થાપ્યું. એના વંશમાં ઘણા છોકરા હતા તે અહમદદુરાનીના મરણ પછી માંહોમાંહે લડયા. તેમાં અંતે શાહસુજા ગાદીએ બેઠો. તેને તેના ભાઇ મહમદે ઉઠાડી મૂકયો. તેથી તે નાશી

આવી ઇંગ્રેજને આશરે લુધીઆનામાં રહ્યો. તે પછી મહમદને ઉઠાડી તેનો વજીર દોસ્ત મહમદ અમીરના પદથી ગાદીએ બેઠો. ૧૮૨૬. એ દોસ્ત મહમદના દરબારમાં લાર્ડ ઓકલાંડે રૂશિયન ભયથી કેટલાક ઠ-રાવ કરવા સારૂ ૧૮૩૭માં વેપારનો રસ્તો ખુલો કરવાને બાને-કપ્તાન બર્ન્સને મોકલ્યો. દોસ્ત મહમદે પેશાવરગઢ માગ્યો. તે ન આપતાં બર્ન્સ પાછો આવ્યો. તેથી ઓકલાંડે પોતાના તાબામાં રહે એવા શાહસુજાને કાબુલની ગાદીએ બેસાડવા નિશ્ચય કર્યો. પછી મદદને સારૂ શીખ રાજા રણજીતસીંહ સાથે ઓકલાંડે સલાહ કરી. ૧૮૩૮.

**અફગાનિસ્તાન ઉપર ચડાઇ**—૧૮૩૯ માં શાહસુજાને લઇ ઇંગ્રેજ તથા શીખ લશ્કરે બોલન ઘાટને રસ્તે અફગાનીસ્તાન ઉપર ચડાઇ કરી તેમાં કંદહાર શરણે આવ્યું ને ઇંગ્રેજ સરદાર જોનકીને ગીજની તથા કાબુલ જીતી શાહસુજાને ગાદીએ બેસાડયો. તેના રક્ષણ અર્થે જનરલ શેલ તથા જનરલ મેકનરટન લશ્કર સાથે રહ્યા. દોસ્ત મહમદ બુખારે નાશી ગયો પણ ત્યાં મદદ ન મળવાથી પાછો આવ્યો ને સાંમો થયો. તેને ૧૮૪૦ માં પરવાનની લડાઇમાં જનરલ સેલે હરાવ્યો ને પકડી આણી રાજ્ય કેદી તરીકે કલકત્તામાં રાખ્યો.

**કાબુલમાં ઇંગ્રેજી લશ્કરની કતલ**-૧૮૪૧શાહસુજાથી અફગાન લોકો રાજી નહોતા તેથી તેમણે દોસ્તમહમદના દીકરા અકબરખાનને આગે-વાન કરી શાહસુજા તથા મેકનાટન અને કર્નલ બર્ન્સને મારી નાખ્યા તેથી ભય પામી બાકી રહેલા ઇંગ્રેજોએ અકબરખાનને તેની મરજી પ્રમાણે કરાર કરી આપ્યા. તેથી તેણે ઇંગ્રેજોને સુખે જવા દેવાનું વચન આપ્યું. ઇંગ્રેજો પાછા આવવા નીકળ્યા. તેમના ઉપર અફગાનોએ વિશ્વાસઘાત કરી હલ્લો કર્યો. તેમાં લેડી સેલ, લેડી મેકનાટન, એલ્ફી-સ્તન વગેરે કેદ પકડાયાં તથા ટાઢથી અને અફગાનોના મારથી ૧૬ હજાર માણસ મરણ પામ્યાં. માત્ર દાક્તર બ્રાયડોન ઉગર્યો. તે જલા-

લાબાદમાં આવી જનરલ સેલને મળ્યો ને બધી વાત કહી. ૧૮૪૨.

**ચીન સાથે લડાઈ**—૧૮૪૦-૧૮૪૨. અફગાન લડાઇ ચાલતી હતી તેવામાં ચીન સાથે લડાઇ જાગી. ચીનના લોકો અફીણના વ્યસનથી ખરાબ થતા હતા માટે ચીનની સરકારે અફીણનો વેપાર બંધ પડાવ્યો હતો તોપણ ઇંગ્રેજો બળાત્કારે ત્યાં જતા. તે માટે ચીનના રાજાએ તેમની અફીણની પેટીઓ બાળી નંખાવી તેથી લડાઇ ઉઠી. ગોખ સાહેબે જઇ તેમને ૧૮૪૦માં હરાવી હાંકાંગ બેટ જીત્યો. અને કંતાન વિગેરે ચાર બંદરોમાં ૧૮૪૨ માં વેપાર કરવાની છુટ મેળવી.

**લાર્ડ એલન્બરો**—૧૮૪૨-૧૮૪૪. ઓકલાંડ વિલાયત ગયા પછી લાર્ડ એલન્બરો આવ્યા. એમના વખતમાં ૧લી અફગાન લડાઇની પૂર્ણાવતી અને સિંધ તથા સિંધિઆ સાથે લડાઇ એ ત્રણ બનાવ બન્યા.

**પહેલી અફગાન લડાઈની પુર્ણાવતી**—૧૮૪૨. અફગાનીસ્તાનમાં બનેલા માઠા સમાચાર કલકતે પહોચ્યા પછી એક મહીને લાર્ડ એલનન્બરો આવ્યા. તેમણે વેર વાળવા સારૂ જલાલાબાદમાં રહેલા જનરલ સેલની મદદે જનરલ પોલોકને મોકલ્યો અને કંદહારમાં રહેલા જનરલ નોટને પાછા આવવા હુકમ કર્યો તે ન માનતાં તેણે જનરલ પોલકને મળી કાબુલ ઉપર ચડાઈ કરી કાબુલનો બજાર દારૂથી ઉરાડી મુક્યો ને શત્રુઓને હરાવી ઇંગ્રેજ બંદીવાનોને છોડાવ્યા. પછી કાબુલની ગાદી વગર હરકતે દોસ્ત મહમદને લેવા દેવાની સરતે ઇંગ્રેજી લસ્કર હિંદમાં પાછું આવ્યું. આ લડાઇમાં ઇંગ્રેજોને ૧૫ કરોડ રૂપીઆ ખરચ થયો હતો.

**સિંધ સાથે લડાઈ**—૧૮૪૩. સિંધના અમીરો સ્વતંત્ર હતા તેમણે અફગાન લડાઇમાં જતાં આવતાં ઇંગ્રેજી લશ્કરને હરકત કરી, માટે મેજર આઉટરામ તેમની સાથે સલાહ કરવા ગયો. પણ અમીરો પોતાનું સ્વતંત્રપણું ખોઇ ઇંગ્રેજી રાજ્યને તાબે થયા નહીં તેથી લડાઇ થઇ. તેમાં સર ચાર્લ્સ નેપીઅરે મીઆની અને હૈદ્રાબાદની લડાઇમાં તેમને

તેમની ૧૨ હજાર ફોજને હરાવી ૧૮૪૩માં સિંધ ખાલસા કર્યા, સિંધના અમીરોમાં મુખ્ય શેર મહમદ તથા શાહ મહમદ હતા.

**સિંધીઆ સાથે લડાઇ**—૧૮૪૩–૧૮૪૪. એ લડાઇ થવાનું કારણ એ છે કે, જંકોજી સિંધીઆ અપુત્ર મરણ પામ્યો. તેની ગાદી સારૂ તેની સ્ત્રી તારાબાઇ અને તેના મામા વચ્ચે વાંધો ઉઠયો. તારાબાઇએ જીઆજીરાવને ખોળે લેઇ રાજકારભાર કરવા માંડયો ને મામાને કારભારમાંથી દુર કર્યો. મામાએ ઇંગ્રેજોની સહાય માગી, ઇંગ્રેજોએ આવી મહારાજપુર અને પનીયાની આગળ તારાબાઇના લશ્કરને હરાવ્યું. પેહેલી લડાઇમાં લાર્ડગફ તથા એલન્બરો જાતે હાજર થયા હતા અને બીજી લડાઇમાં જનરલ ગ્રે સાહેબ હતો. તે પછી ૧૮૪૪માં સલાહ થઈ, તેમાં તારાબાઇને પેન્સન આપ્યું ને બાળરાજા મોટો થાય ત્યાં સુધી રાજ કરવા એક પંચ નીમ્યું.

**લાર્ડહાર્ડિંગ**—૧૮૪૪—૧૮૪૮. લાંર્ડ એલન્બરોની ભ્રમીત વૃત્તિને લીધે ડાયરેકટરોએ તેને ૧૮૪૪માં રજા આપી. તે પછી લાર્ડ હાર્ડિંગ આવ્યો. એ શૂરો અને બહાદુર લડવઇઓ હતો એનો યુરોપમાં લિમીના યુદ્ધમાં એક હાથ કપાયો હતો એના વખતમાં પેહેલો સીખ વિગ્રહથયો.

**શીખ લોકની ઉત્પત્તિ**—શીખ લોકો પોતાની ઉત્પત્તિ ગુરૂ નાનકથી ગણે છે, તેથી એમને નાનકસહી પણ કહે છે. કે ગુરૂ નાનક એ કબીરનો ચેલો હતો. એનો જન્મ ૧૪૬૯માં થયો હતો. એનાથી દશમો આચાર્ય ગુરૂ ગોવિંદ હતો. એમને મુગલ લોકોએ સંતાપ્યા તેથી તેમણે રાજબળ ધારણ કરી તેની સાથે પ્રાણ જતા લગી લડ્યા ને નાનાં નાનાં રાજ સ્થાપ્યાં. આગળ જતાં વધારે બળવાન–થયા ને મરેઠા સાથે મુગલાઇ રાજ વેહેંચી લીધું.

**શીખ રાજા રણજીતસિંહ**—એનો જન્મ ૧૭૮૦ માં થયો. એની ૨૦ વરસની ઊમ્મરે અફગાન રાજાએ એને પંજાબનો સૂબો

નીમ્યો. એ વખતે એણે વધારે અમલ બેસાડી પોતે રાજા થયો ને ૧૮૦૦ માં લાહોરની ગાદીએ બેઠો પછી તેણે સીખ એટલે મુકિત પામેલી ફોજને યુરોપી અમલદારો રાખી સારી કેળવી. ૧૮૩૯માં રણજીતસિંહનું મૃત્યુ થયું તેથી રાજમાં ગડબડ થઇ. આખરે ૧૮૪૩ માં તેના આઠ વરસના દીકરા દુલીપસિંગને ગાદીએ બેસાડી તેની મા ચંદાકુંવરે રાજ કરવા માંડયું. આગળ એમનું બળ વધવાથી તે એ ઇંગ્રેજી મુલક ઉપર આવવા લાગ્યા તેથી પેહેલો શીખવિગ્રહ થયો.

**પહેલો શીખ વિગ્રહ**—૧૮૪૫-૧૮૪૬. એમા ઇંગ્રેજસરદાર સરહેન્રી તથા સર હ્યુ ગફ સાહેબ હતા; તેમના સામા ૧૫૦ તોપો સાથે ૬૦ હજાર શીખ સૈન્ય આવ્યું. એમના સરદાર શ્યામ સિંગ, તેજસિંગ અને ગુલાબસિંગ તથા લાલસિંગ હતા. તેમની સાથે ૧૮૪૫ માં મુડકી અને ફીરોજ શહેર આગળ તથા ૧૮૪૬ માં અલીવાલ અને સોબ્રાન આગળ લડાઇઓ થઇ. તેમાં દરેક ઠેકાણે ઇંગ્રેજોને પુષ્કળ હાની પહોચી તથાપી સોબ્રાઉનની લડાઇથી તેઓ શરણે આવ્યા તેમની સાથે ૧૮૪૬ માં લાહોર મુકામે કરાર કર્યો તેમાં લડાઇના ખરચને પેટે કાશ્મીર અને હજારા એ બે પરગણાં ઇંગ્રેજને મળ્યાં. ઇંગ્રેજોએ કાશ્મીર પ્રાંત એક કરોડ રૂપીએ ગુલાંબસિંગને વેચ્યો.

**હાર્ડિંગે કરેલાં બીજાંકામ**—૧૮૪૮ માં હાર્ડિંગ વિલાયત ગયો. એણે હિંદમાં સતી થવાનાં અને દીકરીઓને દુધપાતિ કરવાના ધારા તથા ઓરીઆના જંગલી લોકમાં નરમેધ કરવાના ધારા બંધ પાડ્યા, તેમજ બાકી રહેલા ફાસીઆ લોકોનો પણ નાશ કર્યો.

**લાર્ડ ડલહાઉસી**—૧૮૪૮—૧૮૫૫. હિંદના બધા ગવરનરોમાં એ વધારે વખાણવા જોગ હતો. કેમકે એણે હિંદમાં દેશી રાજ્ય ખાલસા કરવા સીવાય બીજાં કેટલાએક સારાં. ને સુખદાયક કામ કર્યાં છે. એનો

મુખ્ય વિચાર એ હતો કે દેશની ચડતી અને દ્રવ્યની વૃદ્ધી કરવી. એના વખતમાં પાંચ મોટાં કામ થયાં. ૧લું, બીજો શીખ વિગ્રહ ૨ જું, બીજો બ્રહ્મી વિગ્રહ. ૩ જું, દેશી રાજ્યોનું ખાલસા કરવું. ૪ થું, કંપનીના પટા માં ફેરફાર અને ૫ મું, લોકોપયોગી ખાતામાં સુધારો તથા વધારો.

**બીજો શીખ વિગ્રહ**—૧૮૪૮—૧૮૪૯. આ વિગ્રહ મુલતાનના શીખ સરદાર લાલામૂળરાજે ઉઠાવ્યો હતો. તેણે ઇંગ્રેજ સામા થઇ તેના બે અમલદારોને મારી નાખ્યા તેથી બીજો શીખ વિગ્રહ ઉઠયો. મૂળરાજના લસ્કરમાં શેરસિંગ તથા તેનો બાપ છત્રસિંગ વિગેરે શીખ સરદારો હતા. તેના સામા ઇંગ્રેજ સરદાર મીસ્તર એડવર્ડ અને લાર્ડ ગફ હતા. એમની લડાઇઓ ૧૮૪૮ માં કનેરી, સદુસામ અને રામનગર તથા ૧૮૪૯ માં ચીલીંયનવાળા અને ગૂજરાત ગામ આગળ થઇ. તેમાંની પેહેલી ત્રણ લડાઇઓમાં ઇંગ્રેજો જીત્યા પણ ચોથી ચીલીયનવાળાની લડાઇમાં હાર્યાને શીખ લોકોએ તેમની ચાર તોપોને ત્રણ વાવટા ખૂંચાવી લીધા. તે પછી ગૂજરાત ગામ આગળ જીત્યા તેથી તેમણે પંજાબ પ્રાંત ખાલસા કર્યો ને રાજા દુલીપસિંગને ૧ લાખ ૮૦ હજાર રૂપીયાનું વરસાસન બાંધી આપ્યું. ૧૮૪૯. તે પછી ત્યાંની રૈયતનાં હથિઆર લીધાં તથા ત્યાં સડકોને ખેતીને સારૂ નેરો ખોદાવી રોબર્ટ નેપિઅરે પંજાબનું શાંતીકરણ કર્યું.

**બીજો બ્રહ્મી વિગ્રહ**—૧૮૫૨. એ વિગ્રહ થવાનું કારણ એ છે કે રંગુનમાં યુરોપીઅન વેપારીઓને ત્યાંના સૂબાએ કેટલુંક નુકશાન કર્યું તે બાબત ઇંગ્રેજોએ આવાના રાજા પાસે વકીલ મોકલ્યો. તેનું કહેવું ન સાંભળતાં આવાના રાજાએ તેનું ઉલટું અપમાન કર્યું. તેથી ૧૮૫૨ માં એ વિગ્રહ ઉઠયો. તેમાં જનરલ ગોડવીએ રંગુન અને પેગુ આગળ બ્રહ્મીઓને હરાવ્યા' ને પેગુ ખાલસા કરી ૧૮૨૬માં મળેલા આરાકાન અને તિનાસરિમ સાથે જોડી દીધો તે બ્રિટીશ બ્રહ્મદેશ

કહેવાયો. ૧૮૫૨. બ્રિટીશ બ્રહ્મદેશ ઇંગ્રેજી રાજ્યમાં આવ્યા પછી વસ્તી અને વેપારમાં આબાદ થયો છે. ને ત્યાં રૈયતને ઘણું સુખ છે.

**દેશી રાજ્ય ખાલસા કરવાનું કારણ**—દલહૌસીનો વિચાર એવો હતો કે દેશી રાજાઓનો કારભાર હાનિકારક ને નિયમથી વિ-રૂદ્ધ છે, માટે વાજબીની રીતે તેમને દૂર કરવા જોઇએ. તેથી તેણે પોતાની સામે થનાર અને બિન વારસ દેશી રાજાઓનો મુલક ખાલસા કર્યો.

**ખાલસા કરેલાં દેશી રાજ્યો**—દલહૌસીએ ૧૮૪૯ માં સતારાનું રાજ્ય, ૧૮૫૩માં ઝાંસી ને નાગપુરનું રાજ્ય તથા ૧૮૫૬ માં અયોધ્યાનું રાજ્ય ખાલસા કર્યું. કારણકે એમાં પહેલા ત્રણના રાજા અપુત્ર મરી ગયા હતા ને ચોથાના રાજ્યમાં અંધેર ચાલતું હતું.

**પેન્સન બંધ કર્યાં**—દલહૌસીએ ૧૮૫૩ માં કર્ણાટકના નવાબ, તાંજોરના રાજા અને પુનાના પેશ્વાનાં પેન્સન બંધ કર્યાં. કારણ કે તેઓ અપુત્ર મરણ પામ્યા હતા. પરંતુ તેમાં પહેલા બેનાં કુટુંબને તો થોડી આજીવિકા બાંધી આપી હતી પણ પેશ્વાના વારસ નાનાસાહેબને કંઇ આપ્યું નહોતું તેથી તે ૧૮૫૭ના બળવામાં આગેવાન થયો.

**નિજામે વરાડ પ્રાંત આપ્યો**—૧૮૫૩ નિજામના રાજ્યમાં તેના રક્ષણને સારૂ ઇંગ્રેજી લશ્કર રહેતું હતું. તેના ખરચનાં નાણાં તેનાથી વરસો વરસ અપાતાં નહોતાં તેથી તેને પેટે તેણે વરાડપ્રાંત ઇંગ્રેજોને આપ્યો.

**કંપનીના પટામાં ફેરફાર**—૧૮૫૩. આ વરસમાં કંપનીના પટામાં ફેરફાર થયો. તેમાં કંપનીના ડાયરેકટરો ૩૦ને બદલે ૧૮ થયા ને બંગાળામાં લેફટેનેન્ટ ગવર્નર નીમાયો તથા સિવિલસર્વિસની પરીક્ષામાં હિંદના બધા રહેવાસીઓને જવાની છૂટ આપી અને આખા હિંદને માટે ધારા બાંધનારી સભા ઠરાવી તથા પટાની મુદત ૨૦ વરસની કહાડી નાખી પાર્લામેંટની મરજી ઉપર રાખી.

**દલહૌસીએ કરેલાં લોકોપયોગી સુધારા**—દલહૌસીએ

લોકો ઉપયોગી કેટલાએક સુધારા કરી નવાં ખાતાં સ્થાપ્યાં. તેમાં ૧લું. સર્વેને વધારે ઉપયોગી જે જાહેર બાંધકામ ખાતું જેને ઇજનેર ખાતું કહે છે તે સ્થાપ્યું. તેથી હાલ હિંદમાં નેહેરો અને સડકો થઈ છે. ૨ જું. સોંઘા ભાવથી કાગળ પત્રો લેઇ જવા લાવવા ટપાલખાતામાં સુધારો કર્યો, અને ત્રીજું, ઇંગ્લાંડ જવાનો ટુંકો રસ્તો જે રાતો સમુદ્ર તે માર્ગે આગબોટ ચલાવવામાં મદદ કરી. એમના વખતમાં પેહેલવેહેલાં રેલ તથા તાર નંખાયા ને આગગાડી ચાલી તથા વરાળ યંત્રો દાખલ થયાં.

**દલહૌસીનું વિલાયત જવું**—એ સાહેબ ૧૮૫૬ માં સ્વદેશ ગયા ત્યાં મંદવાડ ભોગવી ૧૮૬૦ માં મરી ગયા. એમના આઠ વરસના અમલમાં ઇંગ્રેજી રાજમાં, અયોધ્યા પ્રાંત, મધ્યપ્રાંતો અને પંજાબ તથા બ્રહ્મદેશનો વધારો થયો.

**લાર્ડ કેનિંગ**—૧૮૫૬–૧૮૬૧. એમના વખતમાં ૧૮૫૭ નો બલવો, રાજગાદીના તાબામાં હિંદનું આવવું. માહારાણીજીનો ઢંઢેરો, ઇરાન ને ચીન સાથે લડાઇ અને ઇન્કમટાક્ષ તથા નોટોનાં નાણાંનું ચાલવું એટલા સાત બનાવ બન્યા.

**૧૮૫૭ નો બલવો**—એ સીપાઇઓનો બલવો કહેવાય છે. કેમકે એ ઇંગ્રેજી લશ્કરના દેશી સીપાઇઓએ કર્યો હતો. બલવાનાં કારણ જૂદાં જૂદાં કહેવામાં આવે છે, પણ એમાં ખરાં એ દેખાય છે કે દલહૌસીની રાજ ખાલસા કરવાની રીતથી દેશી રાજાઓ અને કાર્તુસો દાંતમાં ઘાલીને ખોલવાથી દેશી સીપાઇઓ નારાજ થયા એથી બલવો થયો.

**પ્રથમ બલવો**—૧૮૫૭ ના મે માસની તારીખ ૧૦ મીને રોજ પ્રથમ બલવો થયો. કાર્તુસો એટલે દારૂની ટોટીઓ જે દાંત વડે ખોલી બંદુકમાં નાખવામાં આવે છે. તે વિષે એવી ગપ ચાલી હતી કે "ઇંગ્રેજોએ લોકોને બળાત્કારે વટલાવી ખ્રિસ્તી ધર્મમાં લેવા એના ઉપર ભૂંડની ચરબી ચોપડી છે." એ વાત ખરી માની મીરતના સી-

પાઇઓએ પ્રથમ બલવો કર્યો. તેઓ એકદમ છાવણીમાં ધસ્યા ને જે યુરોપીઅન મળ્યા તેને મારી નાખ્યા. પછી તેઓ દિલ્હી ગયા.

**દિલ્હી**—દિલ્હીમાં બલવાખોરો પદભ્રષ્ટ મોગલ પાદશાહને મળ્યા ને તેનો અધિકાર સ્વિકાર્યો. એટલે બીજે દહાડે સવારે મુસલમાનોએ બંડ કર્યું. તેથી દિલ્હીના ઇંગ્રેજોએ પોતાનું દારૂખાનું સળગાવી દીધું. કારણ કે તે શત્રુના હાથમાં જાય નહીં. એ પ્રમાણે બલવાનુ મધ્ય સ્થળ દિલ્હી ગણાયું. ત્યાંથી વાવ્યપ્રાંત, અયોધ્યાપ્રાંત અને બંગાળાપ્રાંતમાં બલવો ફેલાયો. દરેક ઠેકાણાના બલવાની હકીકત ત્રાસદાયક છે. બલવાખોરોએ યુરોપીયન અને ખ્રિસ્તી ધર્મ માનનારાઓ જેઓ તેમના હાથમાં આવ્યા તે સર્વને તેમણે મારીનાંખ્યા એટલુંજ નહીં પણ તેમનાં નિરઅપરાધી સ્ત્રી છોકરાંનો પણ ઘાત કર્યો ને ત્રીજોરીઓ લૂંટી એ વખતે ઇંગ્રેજી ફોજમાં બુદ્ધિમાન અમલદારોની ખોટ હતી.

**બલવામાં મદદ**—બલવામાં મદદ કરનાર દેશી રાજાઓ હતા. તેમાં મુખ્ય આગેવાન પેશ્વાનો દત્તક નાનાસાહેબ, તેનો સગો તાત્યાટોપી. ઝાંસીની રાણી અને અયોધ્યાની બેગમ તથા દિલ્હીનો છેલ્લો પાદશાહ મહમદ બહાદૂરશાહ એ પાંચ હતા.

**બલવામાં સામેલ ન થએલા લોકો**—પંજાબના સીપાઇઓ તથા શીખ લોકો અને મુંબાઇ તથા મદ્રાસની દેશી ફોજના સીપાઇઓ તેમના અમલદારોના દાબથી બલવામાં સામેલ થયા નહોતા. તેમજ નિજામના પ્રધાન સર સલારજંગના દાબથી હૈદ્રાબાદની ફોજ પણ ઇંગ્રેજને વફાદાર રહી હતી.

**બલવામાં ઇંગ્રેજ સરકારને મદદ કરનાર રાજાઓ ને લોકો**—બળવામાં ઇંગ્રેજ સરકારને મદદ કરનાર રાજાઓમાં નિજામ, સિંધિઆ, ગાયકવાડ, અને ભાવલપુરના નવાબ તથા સતારાના રાજા હતા. તેમજ પંજાબના શીખ લોકોએ તથા નેપાળના ગુર્ખા લો-

કોએ પણ મદદ આપી હતી.

**બલવો બેશાડનાર ઇંગ્રેજ અમલદારો**—બલવો બેસાડનાર ઇંગ્રેજ અમલદારોમાં મુખ્ય સેનાપતી કેમ્બલ, જનરલ ઓટરામ, જ. હેવલોક, જ. એડવર્ડ, જ. નીકલ્સન, જ. નીલ, સર હ્યુરોઝ, જ. હડસન અને સર હેનરી લારેન્સ તથા સરજાન લારેન્સ એ ૧૦ હતા.

**બલવાનાં મુખ્ય સ્થળ**-બલવાનાં મુખ્ય સ્થળ કાનપુર, લખનોર, દિલ્લી અને અયોધ્યા તથા મધ્યહિંદ હતાં. (૧) કાનપુરમાં બલવામાં નાનાસાહેબ આગેવાન હતો. એને પોતાની પેશ્વાને નામે આણ ફેરવી ઇંગ્રેજી છાવણીને ઘેરો ઘાલ્યો. તેમાં શરણે આવેલા ઇંગ્રેજોને માર્યા. એ બલવો જનરલ હેવલોકે બેશાડયો. (૨) લખનોરનાં બલવામાં અયોધ્યાની બેગમ આગેવાન હતી. એના ઉપર સર હેનરી લારેન્સે ચડાઇ કરી તેમાં તે મરાયો ને મદદે આવનાર હેવલોક તથા તેનું લસ્કર ઘેરાયું. તેનો કેમ્બલે છૂટકારો કર્યો. (૩) દિલીના બલવામાં મોગલ પાદશાહ મહમદ બહાદુરશાહ આગેવાન હતો. અહીંઆં ૩૦ હજાર બલવાખોરો હતા. તેમના ઉપર ૮ હજાર ઇંગ્રેજી લસ્કરે ચડાઇ કરી તેમાં નીકલ્સન મરાયો પણ હડસને આવી બહાદુરશાહને પકડયો ને તેના બે છોકરાને મારી બહાદુરશાહને રાજકેદી કરી રંગુન મોકલ્યો. ત્યાં તે ૧૮૬૨ માં મુઓ. (૪)અયોધ્યામાં અયોધ્યાની બેગમ, બરેલીનો નવાબ અને નાનાસાહેબે આવી પ્રજાનો બલવો ઉઠાવ્યો. તેમને કેમ્બલે બે વરસ લડી હરાવ્યાં. આ લડાઇમાં નાનાસાહેબ નેપાળ તરફ નાઠો અને અયોધ્યા વિગેરે એક પછી એક કિલ્લા ઇંગ્રેજે લીધા. (૫) મધ્યહિંદના બલવામાં ઝાંસીની રાણી અને તાત્યાટોપી આગેવાન હતા, એમને સરહ્યુરોઝે હરાવ્યા ને માર્યા તથા મધ્યહિંદ તાબે કર્યું.

# પ્રકરણ ૧૯ મું.

## ઇંગ્લાંડની રાજગાદીના તાબામાં હિંદનું આવવું.

**રાજ્ય ગાદીને તાબે હિંદનું આવવું**—૧૮૫૮. બલવો સમ્યા પછી હિંદનું રાજ્ય વધારે સારી રીતે ચાલવા સારૂ પાર્લામેન્ટમાં કાયદો મંજુર થયો. તેથી હિંદ કંપનીના હાથમાંથી જઇ ઇંગ્લાંડની રાજ્યગાદીને તાબે આવ્યો. ૧૮૫૮. એ કાયદાથી હિંદખાતાનો એક સેક્રેટરી વિલાયતમાં નીમ્યો ને તેને મદદ કરવા ૧૫ સભાસદોની કમીટી ઠરાવી તથા હિંદના ગવર્નર જનરલને વાયસરાયનો ઇલકાબ આપ્યો. દરીઆઇ લશ્કર કહાડી નાખ્યું અને હિંદના યુરોપી લશ્કરને ઇંગ્રેજી મોટા લશ્કરમાં ભેળવ્યું. વળી ૧૮૬૧ ના કાયદાથી દરેક ઇલાકામાં હાઇકોર્ટો સ્થાપન થઇ.

**મહારાણીનો ઢંઢેરો**—૧૮૫૮. મહારાણી વિક્ટોરીયાએ હિંદનું રાજ પોતાને હાથ લીધું ને બાબતનો બાદશાહી ઢંઢેરો તા. ૧ નવેંબર સન ૧૮૫૮ નેરોજ અલ્લાહાબાદમાં મોટો દરબાર ભરી લાર્ડ કેનિંગે વાંચી સંભળાવ્યો, તેમાં સર્વને મરજી મુજબ ધર્મ પાળવાની છૂટ તથા દત્તપુત્ર કરી લેવાનો હક અને જાતિભેદ રાખ્યા સિવાય સર્વને ઉંચા દરજ્જાની જગાઓ આપવાના ઠરાવો લખ્યા છે. તે પછી ૧૮૫૯ માં શાંતિના જાહેરનામાં થયાં ને વાયસરાય પ્રવાસે નીકળ્યા. તેમણે રાજા રાણાની સેવા સ્વિકારી ને દત્તપુત્ર કરી લેવાના સર્વને હક છે તેની ખાત્રી કરી આપી.

**ઇરાન તથા ચિન જોડે વિગ્રહ**—૧૮૫૭. ઇરાનના પાદશાહે ઇંગ્રેજ અમલદારોનું અપમાન કર્યું માટે જનરલ ઔટરામે તેના ઉપર ચડાઇ કરી તેને હરાવ્યો તેથી તેણે માફ માગી અને હેરાત તથા અફગાનીસ્તાન ઉપરનો પોતાનો દાવો રદ કર્યો. વળી એજ સાલમાં કંતાનના હાકેમે ઇંગ્રેજ વેપારીઓને હરકત કરી તેથી ઇંગ્રેજ સરદાર એલ્ગીને તેને હરાવી તેનાં બીજાં પાંચ બંદરોમાં વેપાર કરવાની છૂટ મેળવી.

**કેનિંગના વખતમાં થએલાં બીજાં કામ**—એના વખતમાં ૪૦ કરોડ રૂપીઆ બળવામાં ખરચ થયો અને ૧૦ કરોડ રૂપિઆ લશ્કરના વાર્ષિક ખરચમાં વધ્યા તે ખોટ પુરી પાડવા ઇંગ્લાંડથી અર્થ-શાસ્ત્રી મી. વિલ્સન આવ્યો, તેણે ઇન્કામટાકસ એટલે પેદાશવેરો તથા લાઇસેન્સ ટાકસ એટલે ધંધાવેરો નાખ્યો અને નોટોનાં નાણાં ચલા-વ્યાં. તે પછી ૧૮૬૦ માં મકોલેનો ફોજદારી કાયદો મંજુર થયો અને તે પછી ૧૮૬૧ માં દીવાની તથા ફોજદારી વહિવટના કાયદા પણ મંજુર થયા, તે કેડે કેનિંગ ૧૮૬૨ માં વિલાયત ગયા.

**લાર્ડ એલ્ગીન**—એ ૧૮૬૨ ના માર્ચમાં આવ્યા ને ૧૮૬૩ ના નવેંબરમાં શીમળાની ધર્મશાળામાં મરી ગયા. એમણે કાયદા બાંધવાને ૭ ગૃહસ્થોની કૌંસીલ નીમી તથા વાયવ્ય તરફના વહાબી લોકોએ કરેલું બંડ સમાવ્યું. એમના વખતમાં અમેરિકામાં લડાઇ ચાલવાથી ઇંગ્લાંડ રૂ જઇશકયું નહીં તેથી હિંદના રૂનો ભાવ બહુ વધી ગયો ને સટા ચાલ્યા.

**સરજાન લારેન્સ**—૧૮૬૪–૧૮૬૯. એલ્ગીન પછી ૧૮૬૪માં સર જાનલારેન્સ આવ્યા. એમના વખતમાં ભૂતાન જોડે વિગ્રહ અને ઓઢીઆ તથા બુંદેલખંડ વિગેરેમાં ભારે દુકાળ પડયો તથા રૂનો સટો ચાલ્યો.

**ભુતાન જોડે વિગ્રહ**—૧૮૬૪. આશામની પાસે આવેલા દ્વાર્સ પ્રગણાને માટે ઇંગ્રેજ સરકાર ભૂતાનના રાજાને કેટલાક રૂપિઆ આપતી હતી. પણ તેથી તે પ્રસન્ન નહોતો. માટે તેણે લડાઈ કરી. તેમાં ઇંગ્રેજને નુકસાન થયું ને ૨૫ હજાર રૂપિઆ આપી પ્રગણું તાબે લેવું પડયું.

**ઓઢીઆ અને બુંદેલખંડમાં દુકાળ**—૧૮૬૬ માં ઓઢી-આમાં અને ૧૮૬૮–૬૯ માં બુંદેલખંડ તથા ઉપલા હિંદમાં દુકાળ પડયો તેથી સરકારે રેલવે વિગેરે નવાં કારખાનાં કહાડયાં ને ભુખમરાથી થતાં મૃત્યુ અટકાવવાની જવાબદારી ઇંગ્રેજ અમલદારોને શીર નાખી.

**સરજાન લારેન્સનાં બીજાં કામ**—એણે અયોધ્યાના ખેડુતોને

માટે કાયદો કરી તેના ચાલુ હક અપાવ્યા, દોસ્ત મહમદના મુવા પછી શેરઅલ્લીને અફગાનીસ્તાનનો અમીર કબુલ રાખ્યો અને કાઠીઆવાડમાં વાઘેરાએ કરેલું બંડ સમાવ્યું. એના વખતમાં રૂનો સટો ચાલવાથી વેપારની ખરાબી થઇને બંગાળાના ચાના વેપારને નુકશાન પહોંચ્યું. એ ૧૮૬૯ માં વિલાયત ગયો ત્યાં એને અમીરની પદ્વિ મળી.

**લાર્ડ મેયો**—૧૮૬૯-૧૮૭૨. એણે અંબાલામાં દરબાર ભરી ઉપર કહેલા શેરઅલ્લીને માનપૂર્વક અમીર માન્યો. ખેતીવાડીનું નવું ખાતું સ્થાપ્યું, પ્રાંતવાર ઉપજ ખરચની રીત દાખલ કરી, મીઠાની જકાતમાં સુધારો કર્યો અને પુષ્કળ સડકો, રેલવેઓ તથા નેહેરો બંધાવી દેશની ઉપજ વધારવાનાં કારખાનાં ખીલવ્યાં. એમના વખતમાં ૧૮૬૯ માં મહારાણીના શાહજાદા ડયુક ઓફ એડિન્બરો હિંદમાં આવ્યા. તેમને રાજા રાણાએ પુષ્કળ માન આપ્યું. એ ગવર્નર ૧૮૭૨ માં એન્ડામાનનું કેદખાનું જોવા ગયા ત્યાં અફઘાન કેદીએ તેનો વગર કારણે ઘાત કર્યો.

**લાર્ડ નોર્થબ્રુક**–૧૮૭૨–૧૮૭૬. એમણે ૧૮૭૪ માં બંગાળામાં પડેલા દુકાળને રાજ તરફથી મદદ આપી ખાળ્યો. અને વડોદરાના મલ્હારરાવ ગાયકવાડને રેસીડેન્ટને ઝેર દેવાના તહોમતથી ૧૮૭૫ માં રાજભ્રષ્ટ કર્યો. એમના વખતમાં ૧૮૭૫ ના નવેંબરમાં મહારાણીના વડા શાહજાદા પ્રિન્સ ઓફ વેલ્સ આવ્યા તેમને હિંદના રાજા રાણાએ માન આપી વફાદારી બતાવી. તે પછી ૧૮૭૬ માં નોર્થબ્રુક વિલાયત ગયા.

**લાર્ડ લિટન**—૧૮૭૬-૧૮૮૦ એમના વખતમાં મહારાણીએ "કૈસરેહિંદનું" પદ ધારણ કરયું, દક્ષિણમાં દુકાળ પડયો અને બીજો અફગાન મામલો (વિગ્રહ) ઉઠયો.

**કૈસરેહિંદ**—"કૈસરેહિંદ અથવા એમ્પ્રેસ ઓફ ઇંડિઆ"

એટલે હિંદની ચક્રવર્તી રાણી. એ પદ મહારાણી વિકટોરિઆએ ધા-રણ કર્યું, તેની વધામણી ૧૮૭૭ ના જાનેવારી મહીનાની તા. ૧ લી એ લાર્ડ લિટ્ટને દિલ્હીમાં મોટા દરબાર ભરી વાંચી સંભળાવી.

**દક્ષિણમાં દુકાળ**–૧૮૭૭માં મદ્રાસ ઇલાકાના દક્ષિણ ભાગમાં ભારે દુકાળ પડયો. તેમાં સરકારે મેહેનત અને મદદ કર્યા છતાં પરા લા-ખ માણસ મુઆં ને સરકારને ૧૧ કરોડ રૂપીઆ ખરચ થયું. એ ખોટ પુરવા ૧૮૭૮ માં લાઇસેન્સ ટાકસ એટલે ધંધાવેરો નાખ્યો અને મુ-બાઇ તથા મદ્રાસ ઈલાકામાં મીઠાની કિંમત વધારી.

**બીજો અફગાન મામલો**—૧૮૭૮–૧૮૮૦. જે શેરઅલીનો ઇંગ્રેજોએ સારો સત્કાર કર્યો હતો. તે શેરઅલી ફરીગયો ને રૂષિઅન લો-કોને મદદ કરતો જણાયો. તેથી ઇંગ્રેજોએ તેના દરબારમાં એલચી ખાતું મોકલ્યું. તેણે તેને પેસવા દીધું નહીં ને રૂષિઅન વકીલોનો માનપૂર્વક આવકાર કર્યો. એ કારણથી ફરી અફગાન વિગ્રહ ઉઠયો.

**અફગાનીસ્તાન ઉપર ચડાઇ**–ઇંગ્રેજી લશ્કરે શેરઅલી ઉપ-ર ખૈબર, કુરમ અને બોલનઘાટને માર્ગે ચડાઇઓ કરી એટલે તે તુ-ર્કસ્તાનમાં નાશી ગયો ને ત્યાં મરણ પામ્યો. તેના દીકરા યાકુબખાંન જોડે ઇંગ્રેજોએ ગંદામક મુકામે સલાહ કરી તેમાં ઇંગ્રેજી મુલકની હદ વધારી અને સર લુઇ કાવાન્યારીને રેસીડેન્ટ નીમ્યો. ૧૮૭૯.

**ફરીથી લડાઇ**—૧૮૭૯. રેસીડેન્ટ અને તેના રસાલાને અફગાનો-એ દગાથી મારી નાખ્યા તેથી ફરી લડાઇ થઇ. તેમાં જનરલ રોબર્ટે કાબુલ જીત્યું તેથી યાકુબખાને ગાદી ઉપરથી હાથ ઉઠાવ્યો. તેને હિંદમાં કેદ કર્યો અને કાબુલ તથા કંદહારનો કબજો કરી ત્યાં લશ્કર રાખ્યું. ૧૮૭૯.

**સ્વદેશ માટે ઊઠેલી અફગાન જાતો**–એમના સરદાર જાન-મહમદ તથા મીર બુચાખાંએ કાબુલના લશ્કર સામે તોફાન કર્યું. તેમને સર ફ્રેડરિકે હરાવ્યા ને યાકુબખાનના દીકરા મુસાખાંએ ગજનીમાં લો-

ફાન કર્યું તેને જનરલ સ્ટુઅર્ટે હરાવ્યો ૧૮૮૦. એ પછી લિટ્ન સ્વદેશ ગયા. એમના વખતમાં હિંદુસ્તાનમાં આવતા માનચેસ્તરના સુતરાઉ કાપડ ઉપરની જકાત કહાડી નાંખવામાં આવી હતી.

**લાર્ડ રિપન**—૧૮૮૦-૧૮૮૪. અફગાન લડાઇ ચડતી હતી તે વખતે ઇંગ્લાંડમાં પાર્લામેંટના મેંમ્બરોની ચુટણી થઇ. તેમાં કોન્ઝરવેટીવ પ્રધાન મંડળની હાર થઇ. એથી એ મંડળે રાજીનામું આપ્યું. તેની જોડે લાર્ડ લિટ્નને પણ રાજીનામું આપ્યું. તેની જગાએ લીબરલ એટલે પ્રજાપક્ષના લાર્ડ રિપન નિમાયા. એમણે ચાલતી અફગાન લડાઇનો અંત આણ્યો ને લોકો ઉપયોગી કામના સુધારા કર્યા.

**બીજી અફગાન લડાઈનો અંત**—૧૮૮૧. એમના વખતમાં બીજી અફગાન લડાઈ ચાલુ હતી. તેમાં યાકુબખાનના ભાઇ અયુબખાને હેલદંદ નદી આગળ ઇંગ્રેજી ફોજને હરાવી તેથી તેના ઉપર સર ફ્રેડરિકે ચડાઈ કરી જય મેળવ્યો. ૧૮૮૦, પછી દોસ્તમહમદના કુળના અબદુલ રહેમાનને કેટલીક સરતો સાથે અફગાનીસ્તાનની ગાદી આપી ૧૮૮૧માં ઇંગ્રેજી લસ્કર હિંદુસ્તાનમાં પાછું આવ્યું.

**લાર્ડ રિપને લોકો ઉપયોગી કરેલાં કામ**—એમણે રૈયતને સ્થાનીક સ્વરાજ એટલે પોતાના ગામની ઉપજનો વહીવટ પોતે કરે એવો હક આપ્યો, દેશીઓને મોટી જગાઓ આપવાનો કાયદો કર્યો. કેળવણી ખાતામાં સુધારો કરવામાં કમીશન નીમ્યું, છાપખાનાને છૂટ આપી ને દેશીકારીગરી વધારવા તજવીજ કરી તથા અફગાન લડાઇમાં થએલા ૨૦ કરોડના ખરચમાં ૫ કરોડ ઇંગ્લાંડ પાસે અપાવ્યા. એવી રીતે એમણે કેટલાંએક રૈયતના સુધારા તથા સુખનાં કામ કર્યાં તેથી તે રૈયતને ઘણા પ્રિય થયા. જેથી એમની વિદાયગીરી વખતે લોકોએ ઘણુંજ માન આપ્યું. તથા તેના નામથી સંભારણાં રાખ્યાં. જેવાં કે રિપનહૉલ વિગેરે.

**ડયુક ઓફ કોનાટ તથા ઇલબર્ટબિલ**—૧૮૮૩. લાર્ડ રિપ-

નના વખતમાં મહારાણીના કુંવર ડ્યુક ઓફ કોનાટ આવ્યા ને તેમણે મીરતના લશ્કરના ઉપરીપણાનો અધિકાર લીધો તથા દેશી જડજો યુરોપિઅન લોકનો ઇન્સાફ કરે એવું ઇલ્બર્ટબિલ ધારા સભામાં રજુ થયું. ને કેટલાક ફેરફાર સાથે યુરોપિઅનોનું અપમાન ખમીને પણ રિપને મંજુર કરાવ્યું. તે પછી ૧૮૮૪ માં રિપન સ્વદેશ ગયા.

**લાર્ડ ડફ્રિન**—૧૮૮૪–૧૮૮૮. એમણે અફગાન અમીરને વરસાસન બાંધી આપ્યું, શુદ્ધ બ્રહ્મદેશ ખાલસા કર્યો, સિંધિઆ ને હોલકરના રાજ્યમાં વ્યવસ્થા કરી અને મહારાણીનો જુબીલી ઓચ્છવ કર્યો તથા સિકિમ અને કાળા પર્વત ઉપર સ્વારીઓ મોકલી.

**અફ્ગાંન અમીરને વરસાસન**—રૂશિઅન લોકો આગળ વધતા ગયા તેની ધાસ્તીને લીધે અફ્ગાનીસ્તાન તરફની સરહદ સાચવવા ૧૮૮૫ ના માર્ચ માસમાં લાર્ડ ડફ્રિને રાવલપીંડીમાં મોટો દરબાર ભરી અફ્ગાન અમીર અબદુલ રહેમાનને પુષ્કળ બેટો સાથે ૧૨ લાખ રૂપીઆનું વરસાસન બાંધી આપ્યું.

**શુદ્ધ બ્રહ્મદેશ ખાલસા કર્યો**—૧૮૮૬. શુદ્ધ બ્રહ્મદેશના રાજાએ મુંબાઇની વેપારી કંપનીને નુકસાન કર્યું ! તથા ફ્રેંચ સાથે સલાહ કરી માટે લાર્ડ ડફ્રિને તેના ઉપર ચડાઇ મોકલી. એ લશ્કરે માંદલેજ તથા મીહ્નનગઢ લીધાં તેથી રાજા થીબો શરણે આવ્યો. તેને રત્નાગીરીમાં કેદ કરી શુદ્ધ બ્રહ્મદેશ ખાલસા કર્યો. જાનેવારી સન ૧૮૮૬.

**સિંધિઆ ને હોલકરના રાજ્યમાં વ્યવસ્થા**—૧૮૮૬માં જીઆજીરાવ સિંધિઆ તથા તુકાજીરાવ હોલકર મરણ પામ્યા તેથી જીઆજીરાવની ગાદી તેના દીકરા માધવરાવને અને તુકાજીની ગાદી તેના દીકરા શીઆજીરાવને આપી પણ માધવરાવ નાનો હોવાથી તેના રાજ્યનો કારભાર જીઆજીરાવે નીમેલા પંચને સોંપ્યો.

**જુબીલી ઓચ્છવ**–વિકટોરીઆ મહારાણીને ગાદીએ બેઠાં ૫૦ વરસ થયાં તેની ખુસાલીનો ઓચ્છવ ૧૮૮૭ ના ફેબ્રુવારી માસમાં થયો. એ ઓચ્છવ ઘણું કરીને હિંદના દરેક શેહેરમાં ને કસ્બામાં થયો હતો.

**સીકીમ તથા કાળાપર્વત ઉપર સ્વારીઓ**—૧૮૮૮. સીકીમનો રાજા ઇંગ્રેજી વેપારને હરકત કરતો હતો, માટે તેના ઉપર લાર્ડ ડફ્રિને સ્વારી કરવા જનરલ ગ્રેહામને મોકલ્યો. તેણે ટિબેટી લોકનો લીંગટુ કિલ્લો તથા ટાંગનું થાણું જીત્યું તેથી રાજા શરણે આવ્યો. વળી એજ વરસમાં હિંદની વાયવ્ય તરફના કાળા પર્વતની જગ્યામાં રહેનાર પહાડી લોકે બે ઇંગ્રેજને મારી નાખ્યા. તેથી તેના ઉપર જનરલ મેકુઇનને મોકલ્યો. તેમાં તેઓ શરણે આવ્યા. તે પછી ડફ્રિન વિલાયત ગયા ને લાર્ડ લેન્સડાઉન આવ્યા.

**લાર્ડ લેન્સડાઉન**—એ ડીસેંબર ૧૮૮૮ માં આવ્યા ને જાનેવારી ૧૮૯૪ માં ગયા. એમના વખતમાં કારેન પરગણાના રાજા સાથે, લુસાઇ લોકસાથે, નાગાહીલના પહાડી લોક સાથે અને મણીપુરના રાજા સાથે લડાઇઓ થઇ તથા એણે બીજાં કેટલાંક અગત્યનાં કામ કર્યા.

**કારેન પરગણાના રાજા સાથે લડાઇ**—બ્રહ્મદેશના કારેન પરગણામાં સાવલાપા નામે રાજા હતો. તે ઇંગ્રેજી લશ્કરને હરકત કરતો હતો માટે તેને જીતી તેની રાજધાની સાવલાન લીધું. સન ૧૮૮૫.

**લુસાઇ તથા નાગાહીલ લોકો સાથે લડાઇ**—ચીતાગાંગની સરહદ તરફ વસ્તા લુસાઇ લોકો તથા હિંદની વાયવ્ય તરફ આવેલી નાગાહીલ નામે જગાના પહાડી લોકો બ્રિટિશ પ્રજાને હેરાન કરતા હતા તેથી તેમને જીતી નરમ પાડ્યા. સ. ૧૮૮૯.

**મણીપુરની લડાઇ**—મણીપુરના સ્વતંત્ર રાજા ઇંગ્રેજ સરકારની સલાહ પ્રમાણે રાજ ચલાવતા હતા. પણ હાલના રાજાનો ભાઇ

જુબરાજ જે સેનાપતિ હતો તેનું જોર વધી પડવાથી રાજમાં ગડબડ થઇ. તે મટાડવા આસામના કમીસ્નર મી. કવીન્ટન વીગેરે સલાહ કરવા ગયા. તેમનું કહ્યું નમાનતાં જુબરાજે ઉલટાં તેમના સામા થઇ તેમનો ઘાત કરાવ્યો તેથી ઇંગ્રેજ સરકારે તેમના ઉપર કાચર, કોહીમા અને ટામુને રસ્તે લશ્કર મોકલ્યું. તેમાં મુખ્ય સરદાર જનરલ કાલેટ તથા જનરલ ગ્રેહામ હતા. તેમણે મણીપુર જીત્યું. પછી રાજાને દેશનીકાળ કરી જુબરાજને ફાંસીએ દીધો અને આગલા એક રાજાના ચુડાચંદ્ર નામે બાળકને કેટલીક સરતોથી ગાદીએ બે સાડ્યો. સન ૧૮૯૧.

**લેન્સડાઉને કરેલાં બીજાં કામ**—તેણે કાશ્મીરના રાજમાં ઘણી મુદતથી અંધેર ચાલતું હતું તે મટાડ્યું તથા સન ૧૮૮૯ માં મહારાણીજીના પાટવી કુંવર પ્રીન્સ ઓફ વેલ્સના મોટા દીકરા પ્રીન્સ આલ્બર્ટ વીકટર અને ૧૮૯૦ માં રૂશીઆના પાટવી કુંવર પ્રીન્સ નીકોલસ હિંદની મુસાફરીએ આવ્યા તેમને માન આપ્યું. તે પછી ૧૮૯૧ ના ફેબ્રુવારીમાં હિંદની વસ્તીની ગણત્રી કરાવી, રાવટના કાયદામાં ફેરફાર કરી સંસાર માંડવામાં સ્ત્રીની ઉમર દસ વરસની હતી તેને ઠેકાણે બારવરસની કરી. વળી કારખાનાના મજુરો પાસે હદથી વધારે કલાક કામ ન કરાવે તેને સારૂ નવો ફેકટરી આકટ મંજુર કર્યો. તે પછી સન ૧૮૯૪ ના જાનેવારીમાં તે વિલાયત ગયા. તેની જગાએ આગળ સને ૧૮૬૨ માં થએલા વાયસરાય લાર્ડ એલ્ગિનના પુત્ર લાર્ડ એલ્ગિન આવ્યા તે હાલ અમલ કરે છે.

---

**લાર્ડ એલ્ગિન**—૧૮૯૪-૧૮૯૯-એમના વખતમાં વઝીરીસ્તાન ઉપર અને ચિત્રાલ ઉપર ચઢાઇઓ થઇ તથા મ્હૈસુરના રાજ્યમાં રાજ્ય ચલાવવા કૌન્સિલ નીમાઇ તથા ભરતપુરને ઝાલરાપટ્ટણ સર-

કારે પોતાને હસ્તક લીધાં તથા હિંદના રાજ વહીવટના ખરચની તપાસને માટે વિલાયતમાં કમીશન નીમાયું અને લાંકેશાયરના કાપડ ઉપરની જકાત ઘટાડી હિંદના કાપડ ઉપર જકાત નાખી. એવિના એમના વખતમાં દુકાળ, મરકી અને ધરતીકંપ એ ત્રણ મોટી આફતો હિંદ ઉપર આવી અને મહારાણીનો ડાયમન્ડ જ્યુબીલી ઓત્સવ થયો તથા સરહદ તરફના લોકો સાથે લડાઇઓ કરવી પડી.

**વઝીરીસ્તાન ઉપર ચડાઇ**—અફગાન સરહદ તરફ વસ્તા વઝીરી તાયફાના પહાડી લોકે વાનો નામે જગ્યામાં પડેલા બ્રિટિશ લશ્કર ઉપર હલ્લો કર્યો તેથી જ. લોકહાર્ટે તેમના ઉપર ચડાઇ કરી તેમને હરાવી નસાડી મૂકયા. ૧૮૯૪.

**ચિત્રાલ ઉપર ચડાઈ**—ચિત્રાલ એ કાસ્મીરનું ખંડીઊ સંસ્થાન છે. ત્યાંના રાજકર્તાને મહેતર કહે છે, હાલના મહેતરને ઉઠાડી મૂકી. આગલો એક શેર અફ્જુલ નામે મહેતર તથા ઊમરખાન નામે સરદાર રાજ્ય બથાવી પડયા. તેમના ઉપર કાસ્મીરની તરફદારી કરી જ૦ લો નામે સરદારે ચડાઇ કરી તેમાં અફ્જુલ તથા ઊમરખાન કેદ પકડાયા ને બાળ મહેતરને ગાદીએ બેસાડયો. ૧૮૯૫.

મ્હૈસૂરના મહારાજા રામરાજેંદ્ર જે ૧૮૮૧માં ગાદીએ બેઠા હતા તે ૧૮૯૪માં ગૂજરી ગયા તેથી ત્યાંનો બાળ રાજા મોટો થાય ત્યાં સુધી રેસીડેન્ટની દેખરેખ નીચે રાજ્ય ચલાવવા એક કૌંન્સિલ નીમી. ૧૮૯૫.

ભરતપુરના મહારાજા તથા ઝાલરાપટ્ટણના મહારાજા પોતાનાં રાજ્ય બરાબર સારી રીતે ચલાવી શકયા નહીં તેથી પેહેલું ૧૮૯૫માં અને બીજું ૧૮૯૬માં સરકારે પોતાને હસ્તક લીધું.

હિંદના રાજ વહીવટના ખરચની તપાસને માટે લાર્ડ એલ્બીના પ્રમુખપણાનીચે ૧૩ ગૃહસ્થોનું વિલાયતમાં એક કમીશન નીમાયું તે-

માં જુબાની આપવા હિંદના દાદાભાઇ નવરોજી જેવા કેટલાએક અનુભવી ગૃહસ્થોને વિલાયત મોકલ્યા હતા. ૧૮૯૫.

**ત્રણ મોટી આફતો**—સન ૧૮૯૬માં ચોમાસાના પાછલા ભાગમાં વરસાદ નહોવાથી હિંદના કેટલાક ભાગમાં દુકાળ પડયો હતો અને કેટલાક ભાગમાં ભારે મોઘવારી ચાલી હતી એ વખતે સરકારે બાંધકામ કહાડી ગરીબોને આશ્રય આપ્યો હતો. એ પછી એજ વરસના સપ્ટેંબર માસમાં બ્યુબોનીક પ્લેગ એટલે ગાંઠીઆ તાવની મરકી મુંબઇમાં ચાલુ થઇ તેથી વેહેપાર, રોજગારને ઘણું નુકશાન થયું. ને હજારો માણસ મરી ગયાં. વળી સ. ૧૮૯૭ના જુન માસની તા. ૨૦ મીએ બંગાળામાં મોટો ધરતી કંપ થયો તેથી કલકત્તા, ઘાકા, આસામ ને દાર્જીલીંગમાં ઘણું નુકશાન થયું.

**ડાયમન્ડ જ્યુબીલી**—સન ૧૮૯૭માં મહારાણી વિકટોરિયાને રાજ્ય કરતાં ૬૦ વરસ થયાં તેની ખુશાલીનો તા. ૨૧–૨૨ જુનને રોજ ઇગ્લાંડની પેઠે હિંદમાં પણ મહોત્સવ કર્યો તેને ડાયમન્ડ જ્યુબીલી કહેછે.

**સરહદ તરફ લડાઈ**—અફગાન સરહદ તરફ ઘણીએક લડાયક મુસલમાન જાતો વસે છે તેમની જુદી જુદી ટોળીઓ છે તેમને તાયફા કહેછે, એ લોકો પાદશાહી વખતથી હુલડ મચાવતા આવેલાછે તેમાંના ખૈબર પાસમાં રહેતા આફ્રદી તાયફાના લોક તથા ટોકી અને મલાકંદ ખીણમાં વસ્તા તાયફા સાથે લડાઇ ચાલતી હતી તેમાં મુખ્ય સરદાર જ૦ લોકહાર્ટ હતો. એ લડાઇમાં બધી જાતો તાબે થઇ ને તેમની જોડે સલાહ કરી લડાઇ પતાવી. ૧૮૯૮. એ પછી લાર્ડ એલ્ગિન વિલાયત ગયા ને લાર્ડ કરઝન સન ૧૮૯૯માં આવ્યા તે અમલ કરે છે.

## હિંદમાં થયેલા તથા હિંદ સાથે સંબંધ રાખનાર પાદશાહો, રાજાઓ અને ગવર્નર જનરલોની અનુક્રમણીકા અથવા વંશાવળી.

| નામ. | બેઠો. | રાજ કર્યું. |
|---|---|---|
| **ગજનીવંશ.** | | |
| અલ્પતગીન | ૯૬૨ | ૧૫ |
| સબક્તગીન | ૯૭૭ | ૨૦ |
| મહમદ ગજનવી | ૯૯૭ | ૩૩ |
| મસાઊદ પહેલો | ૧૦૩૦ | ૧૦ |
| મોદુદ | ૧૦૪૦ | ૯ |
| અબદુલહુસેન | ૧૦૪૯ | ૨ |
| અબદુલરસીદ | ૧૦૫૧ | ૦ |
| ફરૂકજાત | ૧૦૫૧ | ૭ |
| ઇબ્રાહિમ | ૧૦૫૮ | ૩૧ |
| મસાઊદબીજો | ૧૦૮૯ | ૨૫ |
| અરસલાન | ૧૧૧૪ | ૪ |
| બેહેરામ | ૧૧૧૮ | ૩૪ |
| ખશરૂ | ૧૧૫૨ | ૭ |
| ખશરૂમલેક | ૧૧૫૯ | ૨૭ |
| | | ૨૨૪ |
| **ગોરીવંશ.** | | |
| અલાઉદ્દીન | ૧૧૫૨ | ૪ |
| સૈફુદ્દીન | ૧૧૫૬ | ૧ |
| ગ્યાસુદ્દીન | ૧૧૫૭ | ૪૫ |
| શાહબુદ્દીન | ૧૨૦૨ | ૪ |
| મહમદ | ૧૨૦૬ | ૬ |
| | | ૬૦ |

| નામ. | બેઠો. | રાજ કર્યું. |
|---|---|---|
| **ગુલામવંશ.** | | |
| કુતબુદ્દીન | ૧૨૦૬ | ૪ |
| આરામ | ૧૨૧૦ | ૧ |
| અલ્તમસ | ૧૨૧૧ | ૨૫ |
| રૂકનુદ્દીન | ૧૨૩૬ | ૭માસ |
| રજીઆબેગમ | ૧૨૩૬ | ૩ |
| મવજુદ્દીન | ૧૨૩૯ | ૨ |
| અલાઉદ્દીન | ૧૨૪૧ | ૫ |
| નાસરૂદ્દીન | ૧૨૪૬ | ૧૯ |
| ગ્યાસુદ્દીન | ૧૨૬૫ | ૨૨ |
| કૈકુબાદ | ૧૨૮૭ | ૩ |
| | | ૮૪ |
| **ખીલજીવંશ.** | | |
| જલાલુદ્દીન | ૧૨૯૦ | ૫ |
| અલાઉદ્દીન | ૧૨૯૫ | ૨૦ |
| ઉમર | ૧૩૧૫ | ૧ |
| મુબારક | ૧૩૧૬ | ૪ |
| ખુશરૂ | ૧૩૨૦ | ૫માસ |
| | | ૩૦ |
| **તગલખવંશ.** | | |
| ગ્યાસુદ્દીન | ૧૩૨૦ | ૫ |

| | | |
|---|---|---|
| મહમદ ( ૧ ) | ૧૩૨૫ | ૨૬ |
| ફીરોજ્બુદ્દીન | ૧૩૫૧ | ૩૭ |
| ગ્યાસુદ્દીન ( ૨ ) | ૧૩૮૮ | ૧ |
| અબુબકર | ૧૩૮૯ | ૧॥ મા. |
| નાસરૂદ્દીન | ૧૩૮૯ | ૩ |
| મહમદ ( ૨ ) | ૧૩૯૨ | ૨૦ |
| દોલતખાં | ૧૪૧૨ | ૨ |
| | | ૯૪ |

## સૈયદવંશ.

| | | |
|---|---|---|
| ખીજરખાં | ૧૪૧૪ | ૭ |
| મુબારક | ૧૪૨૧ | ૧૨ |
| મહમદ | ૧૪૩૩ | ૧૦ |
| અલાઉદ્દીન | ૧૪૪૩ | ૭ |
| | | ૩૬ |

## લોદીવંશ.

| | | |
|---|---|---|
| બેલોલખાં | ૧૪૫૦ | ૩૮ |
| સીકંદર | ૧૪૮૮ | ૨૯ |
| ઇબ્રાહીમ | ૧૫૧૭ | ૯ |
| | | ૭૬ |

## મોગલવંશ.

| | | |
|---|---|---|
| બાબર | ૧૫૨૬ | ૪ |
| હુમાયુ | ૧૫૩૦ | ૨૬ |
| અકબર | ૧૫૫૬ | ૪૯ |
| જહાંગીર | ૧૬૦૫ | ૨૨ |
| શાહજહાં | ૧૬૨૭ | ૩૧ |
| ઔરંગજેબ | ૧૬૫૮ | ૪૯ |
| બહાદુરશાહ | ૧૭૦૭ | ૫ |
| જહાંદારશાહ | ૧૭૧૨ | ૧ |
| ફરૂખશીર | ૧૭૧૩ | ૬ |
| મહમદશાહ | ૧૭૧૯ | ૨૯ |
| અહમદશાહ | ૧૭૪૮ | ૬ |
| આલમગીર | ૧૭૫૪ | ૫ |
| શાહઆલમ | ૧૭૫૯ | ૪૭ |
| અકબર ( ૨ ) | ૧૮૦૬ | ૩૧ |
| મહમદબહાદુરશાહ | ૧૮૩૭ | ૨૦ |
| | | ૩૩૧ |

## સુરવંશ.

| | | |
|---|---|---|
| શીરશાહ | ૧૫૪૦ | ૫ |
| સલીમશાહ | ૧૫૪૫ | ૮ |
| અદીલશાહ | ૧૫૫૩ | ૩ |
| | | ૧૬ |

## મરેઠા રાજા.

| | | |
|---|---|---|
| શીવાજી | ૧૬૬૪ | ૧૬ |
| સંભાજી | ૧૬૮૦ | ૯ |
| રાજારામ | ૧૬૮૯ | ૧૧ |
| શીવાજી | ૧૭૦૦ | ૮ |
| શાહુ ( ૧ ) | ૧૭૦૮ | ૪૦ |
| રામરાજા | ૧૭૪૮ | ૨૯ |
| શાહુ ( ૨ ) | ૧૭૭૭ | ૪૧ |
| બાળાસાહેબ | ૧૮૧૮ | ૨૨ |
| શાહજી ( આપાસા-હેબ ) | ૧૮૪૦ | ૮ |
| | | ૧૮૪ |

**પેશ્વા.**

| | | |
|---|---|---|
| બાલાજી વિશ્વનાથ | ૧૭૧૪ | ૬ |
| બાજીરાવ ( ૧ ) | ૧૭૨૦ | ૨૦ |
| બાલાજી ( ૨ ) | ૧૭૪૦ | ૨૧ |
| માધવરાવ ( ૧ ) | ૧૭૬૧ | ૧૧ |
| નારણરાવ | ૧૭૭૨ | ૨ |
| માધવરાવ ( ૨ ) | ૧૭૭૪ | ૨૧ |
| બાજીરાવ ( ૨ ) | ૧૭૯૫ | ૨૩ |
| | | ૧૦૪ |

**ગવર્નરો.**

| | | |
|---|---|---|
| લાર્ડ ક્લાઇવ | ૧૭૫૮ | ૨ |
| જે. હોલ્વેલ (કા.ચ.) | ૧૭૬૦ | ૦ |
| ગવર્નર વાન્સિતાર્ત | ૧૭૬૦ | ૪ |
| જૉન. સ્પેન્સર (કા. ચ) | ૧૭૬૪ | ૧ |
| લૉર્ડ. ક્લાઇવ બીજીવાર | ૧૭૬૫ | ૨ |
| હેરી વેરેલ્સ્ત | ૧૭૬૭ | ૨ |
| જાન કાર્ટીઅર | ૧૭૬૯ | ૩ |
| વાર્ન હેસ્તિંગ્સ | ૧૭૭૨ | ૨ |

**ગવર્નર જનરલો.**

| | | |
|---|---|---|
| વાર્ન હેસ્તિંગ્સ | ૧૭૭૪ | ૧૧ |
| સરજાન મેક્ફરસન | ૧૭૮૫ | ૧ |
| અર્લ-કાર્નવાલાસ | ૧૭૮૬ | ૭ |
| સર જાન શોર | ૧૭૯૩ | ૫ |
| સર એલ્યર્ડ (ક્લાર્ક) | ૧૭૯૮ | ૦ |
| અર્લ-મોર્નિંગ્ટન | ૧૭૯૮ | ૭ |
| માર્કિવસ-કોર્નવાલીસ બીજીવાર. | ૧૮૦૫ | ૦ |
| સર જાર્જ બાર્લો.(કા.ચ) | ૧૮૦૫ | ૨ |
| લાર્ડ મિન્ટો | ૧૮૦૭ | ૬ |
| અર્લ-મોયરા | ૧૮૧૩ | ૧૦ |
| જોન આદમ(કા.ચ) | ૧૮૨૩ | ૦ |
| લાર્ડ આમ્હર્સ્ત | ૧૮૨૩ | ૫ |
| લાર્ડ વિલ્યમબેન્ટિ | ૧૮૨૮ | ૭ |
| સરચાર્લ્સ મેટકાફ | ૧૮૩૫ | ૧ |
| લાર્ડ ઓકલાંડ | ૧૮૩૬ | ૬ |
| લાર્ડ એલનબરો | ૧૮૪૨ | ૨ |
| સર હેન્રી હાર્ડીંગ | ૧૮૪૪ | ૪ |
| અર્લ ડેલહાઉસી | ૧૮૪૮ | ૮ |
| લાર્ડ-કેનિંગ | ૧૮૫૬ | ૨ |

**વાઇસરાયો.**

| | | |
|---|---|---|
| લાર્ડ કેનિંગ | ૧૮૫૮ | ૪ |
| લાર્ડ એલ્ગિન | ૧૮૬૨ | ૧ |
| સરરોબર્ટ નેપીયર | ૧૮૬૩ | ૦ |
| સરવિલ્યમડેનિસન | ૧૮૬૩ | ૧ |
| સરજાન લારેન્સ | ૧૮૬૪ | ૫ |
| અર્લ મેઓ | ૧૮૬૯ | ૩ |
| સરજોન સ્ટ્રેચી | ૧૮૭૨ | ૦ |
| લાર્ડ નેપીયર(કા.ચ.) | ૧૮૭૨ | ૦ |
| લાર્ડ નોર્થબ્રુક | ૧૮૭૨ | ૪ |
| લાર્ડ લિટન | ૧૮૭૬ | ૪ |
| લાર્ડ રીપન | ૧૮૮૦ | ૪ |
| લાર્ડ ડફરિન | ૧૮૮૪ | ૪ |
| લાર્ડ લેન્સડાઉન | ૧૮૮૮ | ૫ |
| લાર્ડ એલ્ગિન | ૧૮૯૪ | ૫ |
| લાર્ડ કરઝન | ૧૮૯૯માં નીમાયા છે. | |

## હિંદમાં થએલી લડાઇઓ.

ઇ. સ. પૂ. ૫૦૦૦. પાણીપતમાં પાંડવોએ કૌરવોને હરાવ્યા.
ઇ. સ. પૂ. ૩૨૭ જેલમ આગળ સિકંદરે પંજાબના પૌરસને હરાવ્યો.
ઇ. સ. ૭૧૨ દેવળગામ આગળ મહમદકાસમે સિંધના દાહીર રાજાને હ.
૧૦૦૮. વૈહિંદીગઢ આગળ મહમદ ગજનવીએ અનંગપાળને હરાવ્યો.
૧૦૨૪. સોમનાથની લડાઇમાં મહમદ ગજનવીએ ગૂજરાતના ભીમને હ.
૧૧૯૧. થાનેશ્વરમાં પૃથ્વીરાયે મહમદગોરીને હરાવ્યો.
૧૧૯૩. પાણીપતના રણમાં મહમદગોરીએ પૃથ્વીરાયને હરાવ્યો.
૧૫૨૬. પાણીપતમાં બાબરે ઇબ્રાહીમલોદીને હરાવ્યો.
૧૫૨૭. શીકરી આગળ બાબરે મેવાડના રાણા સંગને હરાવ્યો.
૧૫૩૯. બકસર આગળ અફગાન સરદાર શેરશાહે હુમાયુને હરાવ્યો.
૧૫૪૦. કનોજ આગળ શેરશાહે અફગાન સરદાર હુમાયુને હરાવ્યો.
૧૫૫૬. પાણીપતમાં અકબર તથા બેહેરામે અફગાન સરદાર હેમુને હ.
૧૬૫૭. કાશી આગળ દારાએ પોતાના ભાઇ સુજાને હરાવ્યો.
૧૬૫૭. આગ્રાની ૧લી લ. ઔરંગજેબે પોતાના ભાઇ દારાને હરાવ્યો.
૧૬૫૭. ઉજ્જન પાસે મુરાદ તથા ઔરંગજેબે જસવંતસિંહને હરાવ્યો.
૧૬૫૯. કજવા પાસે ઔરંગજેબે સુજાને હરાવ્યો.
૧૭૧૩. આગ્રાની ૨ જી લડાઇમાં ફરોખસીરે જહાંદારશાહને હરાવ્યો.
૧૭૨૦. શાહપુર પાસે નિજામે સૈયદ અબદુલ્લાને હરાવ્યો.
૧૭૨૪. શક્કર પાસે નિજામે મુબારકખાને હરાવ્યો.
૧૭૩૪. ડભોઇ પાસે બાજીરાવે ગુજરાતના સૂબા ત્રિંબકરાવને હરાવ્યો.
૧૭૩૯. કર્નાલ પાસે નાદીરશાહે મુગલોને હરાવ્યા.
૧૭૪૧. અંબુર પાસે મરેઠાએ કર્ણાટકના નવાબ દોસ્તઅલીને હરાવ્યો.
૧૭૪૬. મદ્રાસ પાસે ફ્રેંચોએ કર્ણાટકના નવાબને હરાવ્યો.
૧૭૪૭. સરહિંદ પાસે મહમદશાહ મુગલે અહમદ દુરાનીને હરાવ્યો.

૧૭૫૦. ત્રીચીનાપલ્લી પાસે નિઝામ મુઝફરજંગે નાશીરજંગને હરાવ્યો.
૧૭૫૦. અંબુર પાસે દુપ્લીએ અનવરૂદ્દીનને હરાવ્યો.
૧૭૫૧. આર્કટ પાસે કલાઇવે રાજાસાહેબને હરાવ્યો.
૧૭૫૧. આર્ની પાસે કલાઇવે રાજાસાહેબને હરાવ્યો.
૧૭૫૨. કૌરેપાક પાસે કલાઇવે રાજાસાહેબ તથા ફ્રેંચોને હરાવ્યા.
૧૭૫૨. બાહુર પાસે મેજર લારેન્સે ફ્રેંચોને હરાવ્યા.
૧૭૫૭. પ્લાસી આગળ કલાઇવે સુરાજઉવલાને હરાવ્યો.
૧૭૫૯. ચિન્સુરાપાસે કર્નલફોર્ડે વલંદાને હરાવ્યા.
૧૭૬૦ વાંદેવાસ આગળ કર્નલકુટે ફ્રેંચલાલી તથા બુસીને હરાવ્યા.
૧૭૬૦ ઉદગીની લડાઇમાં મરેઠાએ મુગલોને હરાવ્યા.
૧૭૬૦. પટણાની ૧ લડાઇમાં ઇંગરેજે મીરકાસીમને હરાવ્યો.
૧૭૬૧. પાણીપતની ૫ લડાઇમાં અહમદદુરાનીએ મરેઠાને હરાવ્યા.
૧૭૬૧. પટણાની ૨ લડાઇમાં મેજર કર્નાકે શાહઆલમને હરાવ્યો.
૧૭૬૩. કતવાની લડાઇમાં ઇંગ્રેજે મીરકાસમને હરાવ્યો.
૧૭૬૩. ઘેરીઆ પાસે મેજર આદમ્સે મીરકાસીમને હરાવ્યો.
૧૭૬૩. ઉધાના નાળા પાસે મેજર આદમ્સે મીરકાસીમને હરાવ્યો.
૧૭૬૪. પટણાની ૩જી મેજરકર્નાકે મીરકા. સુજાઉદ તથા સાહઆલમને હ૦
૧૭૬૪. બકસર આગળ મેજર મનરોએ ઉપરના ત્રણને હરાવ્યા.
૧૭૬૪. કાલ્પી પાસે ઇંગ્રેજ સરદાર કર્નાકે સુજાઉદવલા તથા મરેઠાને હ૦
૧૭૬૭. ચંગામ પાસે કર્નલ સ્મીથે હૈદરને હરાવ્યો.
૧૭૬૭. ત્રીનોમાલી પાસે કર્નલ સ્મીથે હૈદરને હરાવ્યો.
૧૭૬૭. અંબુર પાસે કર્નલ સ્મીથે હૈદરને હરાવ્યો.
૧૭૭૨. ચેરકુલીના રણમાં માધવરાવ પેશ્વાએ હૈદરને હરાવ્યો.
૧૭૮૦. પોલીલોર ૧લી લડાઇમાં હૈદરે કર્નલ બેલીને હરાવ્યો.
૧૭૮૧. ચીલામ્બ્રમની લડાઇમાં હૈદરે સરઇ. કુટસાહેબને હાવ્યો.

૧૭૮૧. પોર્તોનોવોની લડાઇમાં સર ઇ. કુટે હૈદરને હરાવ્યો.
૧૭૮૧. પોલીલોરની બીજીલડાઇમાં સર ઇ. કુટે હૈદરને હરાવ્યો.
૧૭૮૧. શોલીંગરની લડાઇમાં સર ઇ. કુટે હૈદરને હરાવ્યો.
૧૭૮૨. પનીઆની પાસે ઇંગ્રેજ સરદાર એબીગ્ટને ટિપુને હરાવ્યો.
૧૭૯૧. સીમોગાની લડાઇમાં લાર્ડ કાનવાલીસે ટિપુને હરાવ્યો.
૧૭૯૧. અરીકેરાની લડાઇમાં લાર્ડ કાનવાલીસે ટિપુને હરાવ્યો.
૧૭૯૨. અજમેરની લડાઇમાં સિંધીઆએ હોલકરને હરાવ્યો.
૧૭૯૫. કુર્દલાની લડાઇમાં મરેઠાએ નિજામને હરાવ્યો.
૧૭૯૯. માલવેલીની લડાઇમાં જ. હારીસે ટિપુને હરાવ્યો.
૧૭૯૯. સદાસીરની લડાઇમાં ઇ. સ. સ્ટુઅર્ટે ટિપુને હરાવ્યો.
૧૭૯૯. શ્રીરંગપટણ પાસે બેયર્ડે ટિપુને હરાવ્યો.
૧૮૦૧. ઇંદોરની લડાઇમાં સિંધીઆએ હોલકરને હરાવ્યો.
૧૮૦૨. પુનાની લડાઇમાં હોલકરે સિંધીઆ તથા પેશ્વાને હરાવ્યા.
૧૮૦૩. આસાઇની લડાઇમાં ઇંગ્રેજે સિંધિઆ તથા ભોંસલાને હરાવ્યા.
૧૮૦૩. દિલ્લીની લડાઇમાં જ. લેકે સિંધીઆને હરાવ્યો.
૧૮૦૩. લાસવારી પાસે જ. લેકે સિંધીઆને હરાવ્યો.
૧૮૦૩. આરગામ પાસે ઇંગ્રેજે સિંધીઆ તથા ભોંસલાને હરાવ્યા.
૧૮૦૪. દિગ આગળ ફ્રેજર મોન્સને જસવંતરાવ હોલકરને હરાવ્યો.
૧૮૦૪. ફરૂકાબાદ પાસે જનરલ લેક સાહેબે હોલકરને હરાવ્યો.
૧૮૦૫. ભરતપુરને લોર્ડલેકે ૧લો ઘેરો ઘાલ્યો પણ જીતાયું નહીં.
૧૮૧૫. મલુનની લડાઇમાં ઇંગ્રેજે ગુર્ખાને હરાવ્યા.
૧૮૧૬. મકવાનપુરની લડાઇમાં ઇંગ્રેજે ગુર્ખાને હરાવ્યા.
૧૮૧૬. હરીપુરની લડાઇમાં કર્નલ કેલીએ ગુર્ખાને હરાવ્યા.
૧૮૧૭. ખડકીની લડાઇમાં ઇંગ્રેજે બાજીરાવને હરાવ્યો.
૧૮૧૭. કોરેગામની લડાઇમાં ઇંગ્રેજે બાજીરાવને હરાવ્યો.

૧૮૧૭. નાગપુરની લડાઇમાં ઇંગ્રેજે ભોંસલા આપાસાહેબને હરાવ્યો.
૧૮૧૭. જબલપુરની લડાઇમાં ઇંગ્રેજે ભોંસલા આપાસાહેબને હરાવ્યો.
૧૮૧૭. માહીપુરની લડાઇમાં હીસ્લોપ તથા માલકમે હોલકરને હરાવ્યો.
૧૮૧૮. આસ્ટી આગળ સ્મીથે બાજીરાવના સરદાર બાપુ ગોખલાને હ.
૧૮૨૪. રંગુનની લડાઇમાં ઇ. કેમ્બલે બ્રહ્મીઓને હરાવ્યા.
૧૮૨૫. પ્રોમની લડાઇમાં ઇ. કેમ્બલે બ્રહ્મીઓને હરાવ્યા.
૧૮૨૫. પાગામ પાસે ઇ. કેમ્બલે બ્રહ્મીઓને હરાવ્યા.
૧૮૨૭. ભરતપુરનો કિલ્લો લાર્ડ કોમ્બર મીઅરે જીત્યો.
૧૮૩૯. પરવાની લડાઇમાં રોબર્ટ સેલે દોસ્તમહમદને હરાવ્યો.
૧૮૪૨. કંદહારની લડાઇમાં જ. નોટે અફગાનોને હરાવ્યા.
૧૮૪૩. મીઆની પાસે સરચાર્લ્સ નેપીઅરે સિંધના અમીરોને હરાવ્યા.
૧૮૪૩. હૈદ્રાબાદ પાસે સરચાર્લસનેપીઅરે સિંધના અમીરોને હરાવ્યા.
૧૮૪૩. મહારાજપુર પાસે લાર્ડ ગફે સિંધીઆને હરાવ્યો.
૧૮૪૩. પનીઆર પાસે જ. ગ્રે સાહેબે સિંધીઆને હરાવ્યો.
૧૮૪૫. મુડકી પાસે લાર્ડ ગફે સીખ સરદાર લાલસિંગને હરાવ્યો.
૧૮૪૫. ફીરોજશહેર પાસે લાર્ડ ગફે અને ક. સ્મીથે લાલસિંગને હરાવ્યો.
૧૮૪૫. બદીવાલની લડાઇમાં શીખફોજે ઇંગ્રેજને હાની પહોચાડી.
૧૮૪૬. અલીવાલની લડાઇમાં સ્મીથે શીખ ગુલાબસિંગને હરાવ્યો.
૧૮૪૬. સોબ્રોન પાસે સ્મીથે શીખ સ. સ્યામસિંગને હરાવ્યો.
૧૮૪૮. કનેરીની લડાઇમાં મી. એડવર્ડ લાલામૂળરાજને હરાવ્યો.
૧૮૪૮. સદુસામની લડાઈમાં મી. એડવર્ડે લાલામૂળરાજને હરાવ્યો.
૧૮૪૮. રામનગરની લડાઇમાં લાર્ડગફે શેરસિંગ તથા છત્રસિંગને હ.
૧૮૪૯. ચીલિઅનવાળા આગળ સીખ સૈન્યાએ ઇંગ્રેજોને હરાવ્યા.
૧૮૪૯ ગુજરાત આગળ ઇં. સ. લાર્ડ ગફે સીખ સ. શેરસિંગને હ.
૧૮૫૨. રંગુન આગળ જનરલ ગોડવીએ બ્રહ્મીઓને હરાવ્યા.
૧૮૫૨. પેગુ પાસે જ. ગોડવીએ બ્રહ્મીઓને હરાવ્યા.

## હિંદમાં થએલા પાદશાહો, રાજાઓ અને ગવર્નર જનરલોએ કરેલા કામની સંક્ષેપ નોંધ.

**સિકંદર**—ગ્રીસ દેશનો મહાન સિકંદર ઈ. સ. પૂ. ૩૨૭ માં હિંદ ઉપર આવ્યો ને તેણે પંજાબના પૌરવ રાજાને હરાવ્યો તથા નીકાયાને બોંગ શેહેર વસાવ્યાં. તે પછી સિંધ જીતી સિકંદરીઆ તથા હૈદ્રાબાદ વસાવ્યાં. પછી તે બાબીલન ગયો ને ત્યાં ઈ. સ. પૂ. ૩૨૩ માં મરી ગયો.

**સબકતગીન**—અફગાનીસ્તાનનો સબકતગીન એના ઉપર પ્રથમ ૯૭૭ માં લાહોરના જયપાળે ચડાઈ કરી હતી તેમાં જયપાળ હાર્યો ને દંડ આપવો કબુલ કર્યો પણ દંડ ન મોકલવાથી સબકતગીને એના ઉપર ચડાઈ કરી તેને તથા તેની મદદે આવનાર દીલ્લી અજમેર અને કનોજના રાજાને હરાવી પેહેલ વેહેલું પેશાવરમાં અફગાન લશ્કરનું થાણું બેસાડયું.

**મહમદ ગજનવી**—એણે ૧૦૦૧–૧૦૨૪ સુધીમાં હિંદ ઉપર ૧૭ સ્વારીઓ કરી, તેમાંની ૧૩ સ્વારીઓમાં પંજાબનો પશ્ચિમ ભાગ જીત્યો ને બાકીની ચાર ( કાસ્મીર, કનોજ ગોવાલ્યર ને સોમનાથની ) સ્વારીઓમાં હિંદુ દેવની મૂર્તિઓ ભાગી કરોડો રૂપીઆનું ધન લેઇ ગયો. એણે નગરકોટ, થાનેશ્વર અને મથુરાં તથા સોમનાથ એ ચાર મોટાં મોટાં હિંદુનાં દેરાં લૂટી તેમાંની મૂર્તિઓ ભાગીને ધન હરણ કર્યું. એ પૈસાનો બહુ લોભી હતો પણ વિદ્યા તરફ મન લગાડવાથી એની નામના વધારે થઇછે.

**મહમદઘોરી**—એણે ૧૧૭૬—૧૧૯૫ સુધીમાં હિંદ ઉપર નવ સ્વારીઓ કરી, તેમાં પૃથ્વીરાયને અને જયચંદ્ર રાઠોડને માર્યા. એણે અને એના સરદાર કુતબુદ્દીન તથા બકતીયારખીલજીએ મળી હિંદનો

ઉત્તરનો ઘણો મુલક જીત્યો હતો. મહમદગજનવી કરતાં એની નામના ઓછી થઇ છે કારણ કે એણે વીધા તરફ કંઇ લક્ષ આપ્યું નહોતું.

## ગુલામ વંશ.

**કુતબુદ્દીન**—૧૨૦૬-૧૨૧૦-૪. એણે હિંદમાં પહેલું મુસલમાની રાજ્ય સ્થાપ્યું, એ સુલતાન શાહબુદ્દીનનો ગુલામ હતો તેથી એના વંશનું નામ ગુલામવંશ પડ્યું. એના નામનો કુતુબમીનારો દિલ્લીમાં છે.

**આરામ.**૧૨૧૦-૧૨૧૧-૧એનાવખતમાં કંઇ જાણવાજેવું નથી.

**અલતમસ**—૧૨૧૧-૧૨૩૬-૨૫. ગુલામવંશમાં એ જબરો પાદશાહ થયો. એણે સિંધ, બંગાળા ને માળવા જીત્યાં તથા કુતબમીનારો પુરો કરાવ્યો. એના વખતમાં પેહેલવહેલાં મુસલમાની નાણાના સિક્કા પડ્યા. તથા મુગલસરદાર જંગીસખાં સિંધુ લગી આવ્યો હતો.

**રૂકનુંદીન**—૧૨૩૬-૧૨૩૬-૭ માસ. કંઇ જાણવા જેવું નથી.

**રજીઆબેગમ**—૧૨૩૬-૧૨૩૯-૩. એ ભણેલી અને રાજકાજમાં હોંશીયાર હતી. પણ એણે કોઇ ગુલામ સાથે દોસ્તી બાંધી તેથી અમીરોએ મારી નાખી. એ સુલતાન રજીઆ કહેવાય છે.

**મવજ્જુદીન**—૧૨૩૯-૧૨૪૧-૨. કંઇ જાણવા જેવું નથી.

**અલાઉદીન**—૧૨૪૧-૧૨૪૬-૫. કંઈ જાણવા જેવું નથી.

**નાસરૂદીન**—૧૨૪૬-૧૨૬૫-૧૯. એ ફકીરી ચાલનો હતો. એનું રાજ એના વજીર ગ્યાસુદ્દીન બલબનના હાથમાં હતુ તેણે મુગલ સરદાર હોલાકુખાના વજીરને બહુ માન અપાવ્યું હતું.

**ગ્યાસુદીન બલબન**—૧૨૬૫-૧૨૮૭-૨૨. એ ક્રુર ને હલકા સ્વભાવનો હતો. એણે મેવાતમાં એક લાખ માણસ માર્યાને બંગાળાના સૂબા તોગ્રલને બંડકરવાથી ફાંસીએ દીધો. એના દરબારમાં પરદેશી રાજાઓ, કવિઓ અને પંડિતો આશ્રમ પામ્યા હતા. એ વાતમાં એ મોટાઈ માનતો હતો. એણે પરદેશી રાજાઓને રહેવાને સારૂ દિલ્લીમાં

ગીજની, ગોર, ખારીજમ, બગદાદ ઇત્યાદિ નામના મહેલો બાંધ્યા હતા.

**કૈકુબાદ**—૧૨૮૭—૧૨૯૦—૩. એ દમ વગરનો હતો.

## ખીલજી વંશ.

**જલાલુદીન**—૧૨૯૦—૧૨૯૫—૫. એ દયાળુ તથા વિશ્વાસુ ને ભોળો તથા બહાદુર હતો. એણે મુગલો સાથે લડી તેમને હરવ્યા હતા.

**અલાઉદ્દીનખૂની**—૧૨૯૫—૧૩૧૫—૨૦. એ નિર્દય અને ખુની હતો. એણે જલાલુદીનને વિશ્વાસઘાતથી મારી રાજ્ય લીધું. એના સરદાર અલીફ્ખાંએ ગૂજરાત જીતી રાજા કરણની સ્ત્રીઓ કમળાદેવી વિગેરેને લાવ્યો. અલાઉદ્દીને ઉત્તરમાં રણથંભોર અને ચીતોડ જીત્યાં તથા દક્ષિણમાં માળવા, ખાનદેશ ને મહારાષ્ટ્ર જીત્યાં. તેમ તેના સરદાર મલેકકાફુરે તૈલંગણ તથા કર્ણાટક જીતી રામને સેતુએ મસીદ બાંધી. એના વખતમાં મુગલોએ સાત વાર હુમલા કર્યા હતા. એને કાફુરે માર્યો.

**ઉમર**—૧૩૧૫—૧૩૧૬—૧. કંઇ જાણવા જેવું નથી.

**મુબારક**—૧૩૧૬—૧૩૨૦—૪. એણે ભાઇઓને તથા કાફુરને મરાવ્યા. ગૂજરાતનું બંડ સમાવ્યું અને દક્ષિણમાં હરપાળને હરાવ્યો. તથા કેટલાક વેરા માફ કર્યા. એનો વજીર ખુશરૂખાં હતો તેણે એને માર્યો.

**ખુશરૂખાં**—૧૩૨૦—૧૩૨૦.—૫. માસ. એ નીચી જાતનો હિંદુ મુસલમાન થએલો હતો. એણે મુબારકને મારી રાજ્ય લીધું. એ ખરા મનથી મુસલમાન થયેલો નહોતો તેથી પાછું હિંદુરાજ્ય સ્થાપવાને મુસલમાન ધર્મને અપમાન કર્યું. એને ગ્યાસુદીન તગલખે માર્યો.

## તગલખ વંશ.

**ગ્યાસુદીન**—૧૩૨૦—૧૩૨૫—૫. એણે રાજ્યનો બંદોબસ્ત કર્યો, તથા દિલ્હીમાં તગલખાબાદનો કિલ્લો બાંધ્યો ને વરંગુળના રાજાને હરાવ્યો. એને એના દિકરા જુમાખાં એટલે ૧લા મહમદ તગલખે માર્યો.

**મહુમદ તઘલખ પહેલો**—૧૩૨૫—૧૩૫૧—૨૬. એ ભણેલો પણ નિર્દય, જુલમી ને ગાંડો હતો. એણે નિચે પ્રમાણે ઘણાં અવિચારી કામ કર્યાં તેથી ઘણું નુકશાન થયું. મુગલોને નાણાં આપી ખજાનો ખાલી કર્યો, ઇરાન તથા ચીન ફોજ મોકલી, દિલ્લીના લોકને બળાત્કારે દેવગીરી મોકલ્યા અને તાંબા પીતળનાં નાણાં ચલાવ્યાં તથા ગંગા જમનાં વચ્ચેના લોકને કાપીનાખ્યા. એના વખતમાં માળવા, પંજાબ, બંગાળા, દક્ષિણ, ગૂજરાત તથા બેદરમાં બંડ થયાં ને નીચલો બંગાળા, કરોમંડલકાંઠો, કર્ણાટક તથા તૈલંગણ એ પ્રાંતો સ્વતંત્ર થયા ને દક્ષિણમાં જાફરખાં ઉર્ફે હસન ગંગુએ નવું બ્રાહ્મણી રાજ્ય સ્થાપ્યું.

**ફિરોજુદીન**—૧૩૫૧-૧૩૮૮-૩૭. એ દયાળુ હતો તેથી નાક, કાન વિગેરે કાપવાની ચાલ બંધ કરી, એણે લોકોના સુખને સારૂ રસ્તા, કુવા, તળાવ, ધર્મશાળાઓ અને નેરો તેમજ નિશાળો બંધાવી.

**ગ્યાસુદ્દીન બીજો**—૧૩૮૮-૧૩૮૯-૧ કંઇ જાણવા જેવું નથી.

**અબુબકકર**—૧૩૮૯-૧૩૮૯-૧॥ માસ. કંઈ જાણવા જેવું નથી.

**નાસરૂદીન**—૧૩૮૯-૧૩૯૨-૩ કંઇ જાણવા જેવું નથી.

**મહુમદ તગલખ બીજો**—૧૩૯૨-૧૪૧૨-૨૦. એ દમ વગરનો હતો તેથી માળવા, ગૂજરાત, જવાનપુર અને ખાનદેશ વિગેરે પ્રાંતોના સૂબા સ્વતંત્ર થયા. એના વખતમાં ૧૪૧૨ માં ગૂજરાતના **બાદશાહ અહમદ શાહે** અમદાવાદ વસાવ્યું તથા ૧૩૯૮માં તૈમુરલિંગ આવ્યો તેણે દિલ્લી તથા મીરતની કતલ કરી હરદ્વાર લૂંટયું.

**દોલતખાં**—૧૪૧૨-૧૪૧૪-૨. એણે તૈમુરને નામે રાજ ચલાવ્યું.

## સૈયદ વંશ.

**ખીજરખાં**—૧૪૧૪-૧૪૨૧-૭. એણે દોલતખાંને હરાવ્યો.

**મુબારક**—૧૪૨૧-૧૪૩૩-૧૨. કંઇ જાણવા જેવું નથી.

**મહમદ**—૧૪૩૩ ૧૪૪૩–૧૦. કંઇ જાણવા જેવું નથી.

**અલાઉદ્દીન**—૧૪૪૩–૧૪૫૦–૭. એના વખતમાં રાજની હદ છેક ઘટી ગઇ તેથી એ બહીલોલખાંને રાજ આપી જુદાયુ ગયો.

## લોદી વંશ.

**બહીલોલખાં**—૧૪૫૦–૧૪૮૮–૩૮. એણે જવાનપુર જીત્યું.

**સિકંદર**—૧૪૮૮–૧૫૧૭-૨૯. એ ધર્માંધ હતો તેથી હિંદુઓને નુકશાન કર્યું. એના વખતમાં આગ્રામાં ગાદી થઇ, પોર્તુગીજો આવ્યા અને નાનક પંથ નીકળ્યો.

**ઈબ્રાહિમ**—૧૫૧૭–૧૫૨૬–૯. એને બાબરે હરાવ્યો ને માર્યો.

## મોગલ વંશ.

**બાબર**—૧૫૨૬–૧૫૩૦–૪. એ બાર વરસની ઉંમરે ફર્ગાનની ગાદીએ બેઠો. તે પછી સમરકંદ જીત્યું. ત્યાંથી ઉસ્બેક લોકે તેને કહાડી મૂક્યો એટલે એણે આવી કાબુલનું રાજ લીધું ને તે પછી હિંદ ઉપર ચડાઇ કરી પાણીપતમાં ઇબ્રાહીમને અને શીક્રીમાં રાણા સંગને હરાવ્યો તથા દિલ્લીમાં રાજ સ્થાપન કર્યું. તે પછી ચંદેરી, અયોધ્યા, બંગાળા ને બહાર જીત્યાં. એ તૈમુરથી છઠો પુરૂષ હતો, એ શૂરો, ધીરજવાન, આનંદી અને પ્રેમી તથા ફુલનો શોખી હતો.

**હુમાયુ**—૧૫૩૦–૧૫૫૬–૨૬. એ બાબરનો વડો દીકરો હતો. એણે મંદેસર આગળ ગૂજરાતના બાહાદુરશાહને હરાવ્યો તથા પતાઇરાવળને હરાવી ચાંપાનેર જીત્યું. એના ઉપર અફગાન સરદાર શીરશાહે ચડાઇ કરી તેની જોડે એ બકસર ને કનોજ આગળ લડ્યો પણ તેમાં હાર થઇ તેથી તે ઇરાન ગયો ને ત્યાંથી મદદ લાવી શીરશાહના બીજા દીકરા અદીલશાહ પાસેથી રાજ પાછું લીધું. એ દિલ્લીમાં રંગમેલની નીસરણીએથી પડી મરણ પામ્યો.

**અકબર**—૧૫૫૬–૧૬૦૫–૪૯. એ હુમાયુનો દીકરો હતો. એણે

ને એના પ્રધાન બેહેરામે પાણીપતમાં અફગાન સરદાર હેમુને હરાવ્યો હતો. એ સૌથી સારો પાદશાહ થયો. એણે સર્વ ધર્મને માન આપ્યું. હિંદુ, મુસલમાન સર્વને સરખા ગણી મુસલમાનોની પેઠે હિંદુઓને પણ મોટા મોટા અધિકાર આપ્યા. એણે ગુજરાત, બંગાળા, ઓઢીઆ, કાબુલ, કાશ્મીર, માળવા, સિંધ અને કંદહાર જીત્યાં તથા દક્ષિણમાં ચાંદબીબીને હરવી. એણે રૈયતને ઘણું સુખ દીધું ને તેને લાભ થાય એવા કાયદા કર્યા તથા રજપૂતોને બળ અને સગાઇથી તાબે કર્યા. એ બાહાદુર, દૃઢ તથા ઉદાર મનવાળો, ક્ષમાવાન ને દયાળુ હતો. વળી તે સ્વભાવે ચંચળ ને ઉદ્યોગી હતો. એને ઊંઘ થોડી હતી. એ મિતાહારી હતો. એના પ્રધાન ટોડરમલે હિંદમાં પહેલ વહેલી જમાબંધી બાંધી ને અબુલફજલે આઇને અકબરી બનાવી.

**જહાંગીર**—૧૬૦૫-૧૬૨૭-૨૨. એ નુરજહાંને પરણ્યો. એના વખતમાં એના દીકરા શાહજહાંએ તથા સરદાર મહોબતખાંએ બંડ કર્યું ને ૧૬૧૫ માં ઇંગ્રેજ વકીલ સર ટામસરો વેપારની પરવાનગી લેવા આવ્યો. તે તેને આપી. મહોબતખાંએ બંડ કરી જહાંગીરને તથા નુરજહાંને કેદ નાખ્યાં હતાં. એની રાજધાની આગ્રામાં હતી. એ બુદ્ધિવાન ને વૈભવી તથા ઈન્સાફી હતો. ઘંટના સંબંધવાળી સાંકળથી સર્વની ફરિઆદ સાંભળતો હતો.

**શાહજહાં**---૧૬૨૭-૧૬૫૮-૩૧. એણે દિલ્લીમાં તથા આગ્રામાં સારી સારી ઇમારતો બંધાવી તેમાં તાજમેહેલ સૌથી સરસ છે. એના વખતમાં દેશ આબાદ હતો. રૈયત સુખી હતી અને રાજની પેદાશ પણ ઘણી હતી. એણે રત્ન જડીત મોરના ઘાટનું સિંહાસન બનાવ્યું હતું. એને એના દીકરા ઓરંગજેબે કેદમાં નાખી રાજ્ય લેઇ લીધું.

**ઓરંગજેબ**—૧૬૫૮-૧૭૦૭-૪૯. એ સર્વ મુસલમાન રાજાઓમાં અકબરથી બીજે નંબરે હતો. એને મુસલમાન લોક ઘણો વખાણે

છે. એ ઘણો બહાદુર હતો. એણે મુસલમાની ધર્મ વધારવા હિંદુઓ ઉપર જુલમ કર્યો, બાપને કેદ નાખ્યો ને ભાઇઓનાં ખૂન કર્યાં. એના વખતમાં સતનરામી હિંદુ પંથીએ બલવો કર્યો ને શિવાજીએ મરેઠી રાજ્ય સ્થાપ્યું. તથા એણે જાતે દક્ષિણ જઇ બ્રાહ્મણી રાજ્ય જીત્યું.

**બહાદુરશાહ**--૧૭૦૭-૧૭૧૨-૫. એને શાહઆલમ પણ કહે છે. એ ઓરંગજેબનો દીકરો થાય. એણે ભાઇઓને મારી રાજ્ય લીધું. ને શાહુને તાબેદાર રહેવાની સરતે છોડયો. એના વખતમાં રજપૂત મરેઠા વિગેરે સ્વતંત્ર થયા ને શીખ લોકે બંડ કર્યું. એનું રાજ જુલફીકારખાં વજીરના હાથમાં હતું.

**જહાંદારશાહ**—૧૭૧૨-૧૭૧૩-૧. એણે બાઇભત્રીજાને માર્યાં.

**ફરોખશીર**—૧૭૧૩-૧૭૧૯-૯. એ સૈયદોની મદદથી જહાંદારશાહને મારી ગાદીએ બેઠો. એણે શીખ ગુરૂ-બંદુને ક્રુરપણે માર્યો તથા દાક્તર હેમીલ્ટને રોગ મટાડયો તેના બદલામાં ઇંગ્રેજ કંપનીને કેટલોક મુલક આપ્યો. એના વખતમાં જોદ્ધપુરનો અજીતસિંહ તથા બીજા રજપૂતો સ્વતંત્ર થયા.

**મહમદશાહ**—૧૭૧૯-૧૭૪૮-૨૯. એના વખતમાં હૈદ્રાબાદમાં નિજામે અને અયોધ્યામાં સાદતખાંએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યાં તથા ૧૭૩૯માં નાદીરશાહ આવ્યો તેણે દિલ્લીમાં લૂટ અને કતલ કરી. તે પછી ૧૭૪૭ માં અહમદદુરાની આવ્યો તેને સરહિંદ આગળ હરાવ્યો.

**અહમદશાહ**—૧૭૪૮-૧૭૫૪-૬. એના વખતમાં રોહિલાએ બંડ કર્યું તે સમાવ્યું, મરેઠાને ઓઢીઆ ને બંગાળાની ચોથ લેવાની સનંદ મળી ને અહમદદુરાની બીજીવાર આવ્યો તેને પંજાબમાંથી પાછો કહાડયો એને વાજીરદીને આંધળો કરી મારી નાખ્યો.

**આલમગીર**--૧૭૫૪-૧૭૫૯-૫. એના વખતમાં અહમદદુરાની બે વાર આવ્યો, એમાં પેહેલીવાર દિલ્લી તથા મથુરાં લૂટયાં ને

માણુસોની કતલ કરી. આ આલમગીરને પણ ઘાજીઉદીને માર્યો.

**શાહઆલમબીજો**—૧૭૫૯–૧૮૦૬–૪૭. એના વખતમાં દુરાની પાંચમીવાર આવ્યો ને ૧૭૬૧ માં પાણીપતમાં મરેઠા સરદાર વિશ્વાસરાવ તથા ભાઉસાહેબને હરાવ્યા. એને ગુલામકાદરે આંધળો કર્યો ને સિંધિઆએ કબજે કર્યો. તેને ઇંગ્રેજ ગવર્નર લાર્ડ લેકે છોડવ્યો.

**અકબર**—(૨)૧૮૦૬–૧૮૩૭–૩૧. એ માત્ર નામનો પાદશા હતો.

**મહમદબહાદુરશાહ**—૧૮૩૭–૧૮૫૭–૨૦. એ ૧૮૫૭ના બખેડામાં સામેલ હોવાથી તેને રંગુનમાં કેદ કર્યો તે ત્યાં ૧૮૬૨ માં મુઓ.

## સુર વંશ.

**શીરશાહ**—૧૫૪૦–૧૫૪૫–૫. એણે હુમાયુને બકસર ને કનોજ આગળ હરાવી દિલ્લીનું રાજ્ય લીધું, રાયસેનના કિલ્લાના હિંદુઓને કપટથી માર્યા અને મારવાડના રાજાને કપટનો કાગળ લખ્યો. એ લોભી તથા ડાહ્યો હતો. એણે લોકોના સુખને સારૂ રસ્તા ધર્મશાળાઓ ને મસીદો બંધાવી તથા સદાવ્રત ચાલુ કર્યાં. એ કલીંજર લેતાં મૃત્યુ પામ્યો.

**સલીમશાહ**-૧૫૪૫-૧૫૫૩-૮.એણેદિલ્લીમાં સલીમગઢ બંધાવ્યો.

**અદિલશાહ**—૧૫૫૩–૧૫૫૬–૩. એ બેવકુફ ને ઘાતકી હતો. એના વખતમાં સુબાઓ સ્વતંત્ર થયા ને હુમાયુ પાછો આવ્યો. એના પછી એના વંશનું રાજ્ય બંગાળામાં થયું હતું. ત્યાંના પાદશાહ શીરશાહના સરદાર હેમુને પાણીપતમાં બેહેરામે તથા અકબરે હરાવ્યો.

## મરેઠા રાજા.

**શિવાજી**—૧૬૬૪–૧૬૮૦–૧૬. એણે મરેઠી રાજ્ય સ્થાપ્યું. બે વાર સુરત લૂટયું અને અફજલખાંને માર્યો તથા સાઇસ્તખાંને જખમી કર્યો. એ રાજાએ છળભેદ, કપટ અને ખૂન તથા સકત લડાઇઓથી રાજ્ય મેળવી રાયગઢમાં રાજધાની કરી. એના લશ્કરમાં ખેડુત સીપાઇઓ હતા તેને તે પગાર આપતો નહીં પણ લુટમાંથી ભાગ આપતો હતો.

**संभाजी**—१६८०—१६८९—९. એ શિવાજીનો છોકરો દમ વગરનો હતો તેથી ઔરંગજેબે માર્યો ને તેનાં બૈરાં છોકરાંને કેદ કર્યાં.

**રાજારામ**—૧૬૮૯—૧૭૦૦-૧૧. એ પણ શિવાજીનો દીકરો હતો એને જીંજીગઢમાં મુસલમાનોએ ઘેર્યો હતો ત્યાંથી તે લાંચ આપી નાશી ગયો.

**શિવાજી બીજો**—૧૭૦૦-૧૭૦૮-૮. એ રાજારામનો દીકરો નાનો હતો તેથી એની મા તારાબાઇ રાજ ચલાવતી હતી, એના વખતમાં શાહુ આવ્યો ને મરેઠી રાજ્યના સતારા ને કોલાપુર બે ભાગ પડ્યા.

**શાહુ રાજા** (૧) ૧૭૦૮-૧૭૪૮-૪૦. એ સંભાજીનો દીકરો હતો. એને એના પેશ્વા પ્રધાનોએ રાજ વધારી આપ્યું. એના વખતમાં બાલાજી વિશ્વનાથ અને તેનો દીકરો બાજીરાવ પેશ્વા થયા.

**રામરાજા**—૧૭૪૮-૧૭૭૭-૨૯.એણે કુલ અધિકાર બાલાજી બાજીરાવને સોંપ્યો તેથી પેશ્વાની ગાદી એના વખતમાં ૧૭૫૧માં પુને થઇ.

**શાહુ** (૨) ૧૭૭૭-૧૮૦૧-૨૪-એણે પેશ્વાના કબજામાંથી છુટવાને તોફાન કર્યું તેથી પેશ્વા સવાઇ માધવરાવના સરદારોએ તેને તથા તેના બે છોકરાને કેદ કર્યા. તે ૧૮૧૮ લગી કેદમાં રહ્યા.

**બાબા સાહેબ**—૧૮૧૮-૧૮૪૦-૨૨. ઇંગ્રેજોએ ૧૮૧૮ માં ખડકીની લડાઇમાં પેશ્વાઇ રાજ જીત્યું ત્યારે એને કેદમાંથી કહાડી સતારાની ગાદીએ બેસાડ્યો પણ તેના ઉપર ફીતુરનો વહેમ આવ્યાથી ૧૮૪૦ માં એને ઉઠાડી એના ભાઇ આપાસાહેબને બેસાડ્યો.

**આપાસાહેબ**-૧૮૪૦-૧૮૪૮-૮. એ અપુત્ર મરણ પામવાથી ઇંગ્રેજે રાજ ખાલસા કર્યું ને તેના દત્તકને પેન્સન બાંધી આપ્યું. ૧૮૪૯.

## પેશ્વા.

**બાલાજી વિશ્વનાથ**-૧૭૧૪-૧૭૨૦-૬. એ પહેલાં શાહુ રાજાનો પ્રધાન હતો. એણે દક્ષિણની ચોથ લીધી અને દિલ્લીના પાદશાહ પા-

મરેઠી રાજની સ્વતંત્રતા કબુલ કરાવી. એ પેહેલાં તલાટુ કરતો હતો.

**પહેલો બાજીરાવ**—૧૭૨૦–૧૭૪૦–૨૦. એ લડાઇમાં બહાદુર હતો. એણે મરેઠી રાજની સત્તા વધારી. એ પણ પેહેલા શાહુનો પ્રધાન હતો. એણે ગુજરાતના સુબા ત્રિંબકજીને ડભોઇની લડાઇમાં હરાવી માર્યો તથા નિજામ અને પાદશાહી ફોજને હરાવી કેટલોક મુલક મેળવ્યો.

**બાલાજી બીજો**—૧૭૪૦–૧૭૬૧–૨૧. એણે રામરાજાને ગાદીએ બેસાંડયો. એના વખતમાં ૧૭૫૧ માં પેશ્વાની ગાદી પુનામાં થઇ તથા ૧૭૬૦ માં ઉદગીની લડાઇમાં સદાશીવ બાઊએ નિજામને હરાવ્યો અને ૧૭૬૧માં પાણીપતની લડાઇમાં અહમદદુરાનીએ મરેઠાને હરાવ્યા. આ બાલાજીના વખતમાં ભોંસલે કુળની ત્રીજી સાખા નાગપુરમાં સ્થાપન થઇ હતી.

**માધવરાવ પહેલો**—૧૭૬૧–૧૭૭૨–૧૧. એ રામરાજાનો પ્રધાન, એના દરબારમાં સખારામબાપુ, રામશાસ્ત્રી અને ત્રંબકરાવ મામા તથા નાના ફ઼ંડવીસ એ સાડાત્રણ ડાહ્યા હતા. એણે નિજામ તથા હૈદરને હરાવ્યા અને રોહીલખંડ તથા રજપૂત સંસ્થાનમાંથી ખંડણી લીધી તથા દિલ્હીના પાદશાહને કબજે કર્યો. એણે હૈદરઅલીને ચેરકુલીના રણમાં હરાવ્યો હતો.

**નારણરાવ**—૧૭૭૨–૧૭૭૪–૨.એને રાઘોબાએરાજ્યલેવામરાવ્યો.

**માધવરાવ**—(૨) ૧૭૭૪–૧૭૯૫–૨૧. આ સવાઇ માધવરાવ શાહુ બીજાનો પ્રધાન હતો. એના વખતમાં ૧લો મરેઠી વિગ્રહ થયો. એના ઉપર નિજામે ચડાઇ કરી હતી માટે તેને એણે ૧૭૯૫ માં કુર્દલાના રણમાં હરાવ્યો હતો. એ નાના ફડનવીસથી કંટાળી આપઘાતથી મુઓ.

**બાજીરાવ બીજો**–૧૭૯૫–૧૮૧૮-૨૩. એ અવિચારી હતો. એણે પેશ્વાઇ રાજ ડુબાવ્યું. એના વખતમાં સિંધીઆ હોલકર વગેરે સરદારો સ્વતંત્ર થયા. ને બીજો તથા ત્રીજો મરેઠી વિગ્રહ ઉઠયો. બીજા

વિગ્રહમાં એને ઇંગ્રેજે આધિન કર્યો ને ત્રીજા વિગ્રહમાં રાજ્ય ભ્રષ્ટ કર્યો.

## ગવર્નરો.

**કર્નલ કલાઇવ**—એ બેવાર ગવર્નર થયો. પહેલી વાર ૧૭૫૮–૧૭૬૦ લગી અમલ કર્યો. એ બહાદુર, ચતુર, અને કપટી હતો. હિંદમાં ઇંગ્રેજી રાજ્યનો પાયો એણે નાખ્યો અને ગવર્નર થતા પહેલાં આર્કાટ અને પ્લાશીની લડાઇઓ જીતી તેમજ ગવર્નર થયા પછી પણ પટણા આગળ શાહઆલમને હરાવ્યો. એના વખતમાં સન ૧૮૬૦ મા વાંદેવાસની લડાઇ થઈ હતી.

**ગવર્નર હોલ્વેલ**-૧૭૬૦–૧૭૬૦(કામચલાઉ)જાણવાજેવું નથી.

**ગવર્નર વાન્સિતાર્ત**—૧૭૬૦–૧૭૬૪ એમના વખતમા બંગાળામાં ગેર વહીવટ ચાલ્યો. ઇંગ્રેજો પુષ્કળ ધનપડાવવા લાગ્યા અને તેથી રૈયત ઉપર જુલમ થવા માંડ્યો. બંગાળાના નવાબ મીરજાફરના સીપાઇઓએ બંડ કર્યું તે તેનાથી સમાવાયું નહિ. તેથી તેને ઉઠાડી મુકી તેના ધનવાન જમાઇ મીરકાશમને ગાદીયે બેસાડયો ને તેની પાસેથી ખાનગી બક્ષીશો ઉપરાંત બર્દવાન, મીદનાપુર ને ચીતાંગાંગ લીધાં. ૧૭૬૩માં મીરકાસમે ઇંગ્રેજોથી સ્વતંત્ર થવા બલવો કર્યો તેમાં ઇંગ્રેજોના બે હજાર દેસી સીપાઇઓ અને ૨૦૦ સોલજરો મરાયા. ઇંગ્રેજોએ તેની જોડે ફરી લડાઇ કરી ઘેરીયાને ઊધાના નાળા આગળ તેને હરાવ્યો ને તેની ગાદીયે ફરી વારકો મીરજાફરને બેસાડયો. મીરકાસીમ અયોધ્યે નાંશી ગયો અને ત્યાંના નવાબને તથા દિલ્લીના શાહ આલમને મળી પટણા ઉપર ચડાઇ કરી. એ ત્રણેને મનરો સાહેબે બકસર આગળ હરાવ્યા.

**જૉન સ્પેન્સર**—૧૭૬૪–૧૭૬૪–(કા- ચ) જાણવા જેવું નથી

**લાર્ડ કલાઇવ**—૧૭૬૫—૧૭૬૭—આ બીજીવારના અમલ

માં એણે બંગાળાની દીવાની મેળવી તથા ઈંગ્રેજ નોકરોને પગાર વધારી આપી નજરાણુંને નામે લાંચ લેતા અટકાવ્યા તથા મુલકી અને લશ્કરી ખાતામાં પણ સુધારો કર્યો.

**હેરીવેરેલ્સ્ટ**—૧૭૬૭-૧૭૬૯-૨ એના વખતમાં મ્હૈસૂર લડાઈ થઈ. તેમાં ૧૭૬૭ માં ચંગામ, ત્રિનોમાલી અને અંબુર આગળ મ્હૈસૂરના રાજા હૈદરઅલીને કર્નલ સ્મીથે હરાવ્યો હતો.

**જૉન કાર્ટીયર**—૧૭૬૯-૧૭૭૨-૩. એના વખતમાં ૧૭૭૦માં ઓઢીઆમાં ભારે દુકાળ પડયો. તેમાં વસ્તીનો ત્રીજો ભાગ મરણ પામ્યો.

**વાર્નહેસ્ટિંગ્સ**—૧૭૭૨-૧૭૮૫-૧૩. એ બે વરસ ગવર્નર રહ્યો ને તે પછી "રેગ્યુલેટીંગ" આકટથી ગવર્નર જનરલ થયો. એણે ઈંગ્રેજી રાજ્યની કલાઈવે નાખેલા પાયા ઉપર ઇમારત ચણી તથા રાજ્ય રચના કરી ઈંગ્રેજી રાજ્ય વધાર્યું પણ અયોગ્ય માર્ગે ધન મેળવ્યું તેથી એ નિંદાયો છે. એણે ધન મેળવવા કાશીના રાજા તથા અયોધ્યાની બેગમોને લૂટયાં. એ વિના એણે બીજાં ઘણાં મોટાં કામ કર્યાંછે. જેવાં કે નોકવારોના કરી ગોઠવણ કરી, વસુલાતખાતામાં સુધારો કર્યો ને તેનું કામકરવા યુરોપી કલેકટરો નિમ્યા. ઇન્સાફની કોર્ટો સ્થાપી તથા પોલીસની યોજના કરી. એના વખતમાં પેહેલો મરેઠા વિગ્રહ તથા પેહેલો મ્હૈસૂરવિગ્રહ થયો તથા ફોકસને પીટનાં બીલ પાર્લામેંટમાં રજુ થયાં તેમાં પીટનું બીલ મંજુર થયું. પહેલા મરેઠાવિગ્રહથી સાલસેટ વિગેરે બેટ ઈંગ્રેજોને મળ્યા ને પેહેલા મ્હૈસૂર વિગ્રહમાં હૈદરને હરાવી તેના દીકરા ટિપુ જોડે સલાહ કરી એક એકનો લીધેલો મુલક પાછો આપ્યો.

**જૉન મેકફરસન**—૧૭૮૫-૧૭૮૬-૧.(કા-ચ)જાણ જેવું નથી

**કાર્નવાલીસ**—૧૭૮૬-૧૭૯૩-૭.એ બેવાર આવ્યા. પહેલીવાર એમના વખતમાં સ્થાઇ જમાબંધીને બીજો મ્હૈસૂર વિગ્રહ થયો. બીજા મ્હૈસૂર વિગ્રહમાં કોર્નવાલીસે પંડે ટિપુને સીમોગા, અરિકેરાને શ્રીર-

ગપટણ આગળ હરાવ્યો ને અડધું રાજ્ય તથા ૩ કરોડ રૂપીઆ દંડના લીધા. એણે કલેકટર ને જજ્જનાં કામ જૂદાં પાડયાં ને કલકત્તામાં સુપરિમકોર્ટ સ્થાપી. હિંદમાં આવેલા અમીરોમાં એ પહેલો નર હતો.

**સર જૉન શોર**—૧૭૯૩–૧૭૯૮–૫. એણે દેશી રાજાઓને મદદ ન કરી તેથી તેઓએ ઇંગ્રેજથી ઉલટા થઇ ફ્રેંચોને મદદે બોલાવ્યા.

**સર એલ્યુઅર્ડ**–૧૭૯૮–૧૭૯૮–(કામચલાઉ)જાણવા જેવું નથી.

**મોર્નિંગટન**—૧૭૯૮–૧૮૦૫–૭. એને વેલસ્લીનો ઇલકાબ મળ્યો હતો. એના વખતમાં મ્હૈસુરનો ત્રીજો વિગ્રહ તથા મરેઠાનો બીજો વિગ્રહ થયો. એનો વિચાર દેશી રાજાઓને તાબે કરી ઇંગ્રેજી રાજ વધારવાનો હતો. તેમાં નિઝામ સિંધીઆ, ભોંસલા વિગેરેને તાબે કર્યા પણ ટીપુ તથા હોલકર તાબે થયા નહીં. તેથી ટીપુને હરાવી માર્યોને હોલકરને હરાવી નસાડયો. એણે વાવ્યપ્રાંત, પુના, મ્હૈસુર વિગેરે જીતી ઇંગ્રેજી રાજમાં વધારો કર્યો એમના વખતથી ઇંગ્રેજી રાજ્ય ખીલવા માંડયું હતું. તે સન ૧૮૭૭માં પૂર્ણ થયું.

**કોર્નવાલીસ**–૧૮૦૫-૧૮૦૫. બીજીવારઆવ્યા પણ જીવ્યા નહીં.

**સર જ્યાર્જ બાર્લો**—૧૮૦૫–૧૮૦૭–૨. એણે સલાહશાંતીથી રાજ ચલાવ્યું. દેશીરાજાઓને મદદ ન આપવાથી તેઓ રીસાયા. એના વખતમાં વેલોરમાં દેશી સિપાઇઓએ બંડ કર્યું હતું તે એણે સમાવ્યું.

**લાર્ડ મિંટો**–૧૮૦૭–૧૮૧૩–૬એણે મોર્નિંગટને મેળવેલારાજને આબાદ કર્યું અને મોરિસસ, બુર્બોન તથા જાવા બેટ જીત્યા, તથા રૂશિઆન ધાસ્તિથી સલાહ કરવા પંજાબ, અફગાનીસ્તાન ને ઇરાન વકીલો મોકલ્યા. એના વખતમાં ૧૮૧૩માં કંપનીના પટામાં ફેરફાર થયો તેથી કંપનીને ચીનમાં અને બધા ઇંગ્રેજોને હિંદમાં વેપાર કરવાની છૂટ મળી.

**લાર્ડ મોયરા**–૧૮૧૪–૧૮૨૩–૯ એને હેસ્તિંગસનો ઇલકાબ મળ્યો હતો. એના વખતમાં ગુર્ખા પીંઢારા અને છેલ્લો મરેઠી વિગ્રહ થયો.

ગુર્ખા લડાઇથી નૈનીતાલ મસુરીને સીમલા મળ્યાં તથા મરેઠા લડાઇથી પુનાનું રાજ મળયું. પીંઢારા વિગ્રહમાં પીંઢારાને હરાવી તેમનો નાશ કર્યો. એના વખતમાં કેળવણી વધી ને વર્તમાન પત્રો નીકળાયાં હતાં.

**જૉન આડમ**—૧૮૨૩-૧૮૨૩-૦ (કામચલાઉ) જાણવાજેવું નથી.

**લાર્ડ આમહર્સ્ત**-૧૮૨૩-૧૮૨૮-૫. એના વખતમાં ૧ બર્હ્મી વિગ્રહ તથા ભરતપુરની જીત એ બે બનાવ બન્યા. બર્હ્મી વિગ્રહથી આસામ, આરાકાન, તિનાસરિમ તથા કક્કર પ્રાંતો ઇંગ્રેજોને મળ્યા.

**લાર્ડ વિલ્યમ બેન્ટિક**-૧૮૨૮-૧૮૩૫-૭. એણે સતી અને ઠગીનો નાશ કર્યો, તથા ઘણા સુધારા કર્યા. મ્હેસુર ઉપર જપ્તી બેસાડી અને કુર્ગ ખાલસા કર્યું. વળી કંપનીના પટામાં ફેરફાર કરી હિંદ તથા ચીનમાં ઇંગ્રેજોને વેપારની છૂટ આપી. એના વખતમાં કાયદાનું કમીશન નીમાયું. આગબોટો ચાલી તથા ઇંગ્રેજી નિશાળો સ્થપાઇ. એ દેશીઓનું ભલું ચહાનાર હતો, તેથી એણે દેશીઓને મોટી જગાઓ આપવાનો ધારો કર્યો હતો, એનું કલકત્તામાં પુતળું છે.

**લાર્ડ મેટકાફ**—૧૮૩૫-૧૮૩૬-૧ એણે છાપખાનાને છૂટ આપી.

**લાર્ડ ઑકલાંડ**—૧૮૩૬-૧૮૪૨-૬. એના વખતમાં પહેલો અફગાન વિગ્રહ તથા પહેલો ચિન વિગ્રહ થયો. અફગાન વિગ્રહમાં ૧૬૦૦૦ માણસ મરાયાંને પંદર કરોડ રૂપિઆ ખરચ થયું તોપણ એનો અંત આવ્યો નહોતો. ચીનાઇ લડાઇથી કંતાન વિગેરે બીજાં પાંચ બંદરોમાં ઇંગ્રેજોને વેપાર કરવાની છૂટ મળી.

**લાર્ડ એલન્બરો**—૧૮૪૨-૧૮૪૪-૨. એણે અફઘાનીસ્તાન ઉપર વેર વાળવા લશ્કર મોકલ્યું. તેણે કાબુલ જીત્યું ને ઇંગ્રેજ બંધીવાનોને છોડવ્યા તથા વગર વાંધે દોસ્તમહમદને ગાદી આપી લડાઇ માંડી વાળી તેઓ હિંદમાં પાછા આવ્યા. એલન્બરોના વખતમાં સિ-

ધ તથા સિંધીઆ સાથે લડાઇ થઇ હતી તેમાં સિંધદેશ ખાલસા ક-
ર્યો ને સિંધીઆને હરાવ્યો.

**લાર્ડ હાર્ડિંગ**—૧૮૪૪-૧૮૪૮-૪. એ બહાદુર લડવઇઓ હતો.
એનો એક હાથ યુરોપની લડાઇમાં કપાયો હતો. એના વખતમાં શીખ
વિગ્રહ થયો તેમાં કાશ્મીરને હજારા પરગણાં ઇંગ્રેજોને મળ્યાં. એણે સતી
થવાનો ધારો તથા ફાંસીઆ લોકોનો નાશ કર્યો. ઓઢીઆના જંગલી લોકમાં
નરમેધનો ધારો બંધ કર્યો ને છોડીઓને દુધપાતી કરવાને અટકાવી.

**લાર્ડ ડેલહોસી**—૧૮૪૮-૧૮૫૬-૮. એ બધા ગવર્નરોમાં વધારે
વખાણવા જોગ હતો. એણે દેશીરાજ ખાલસા કરવા સિવાય બીજાં ઘ-
ણાં સારાં કામ કર્યાં. એનો મુખ્ય વિચાર દેશની ચડતી અને દ્રવ્યની
વૃદ્ધિ કરવાનો હતો. તેથી એણે ઘણાં લોકો ઉપયોગી કામ કર્યાં, એના
વખતમાં બીજો શીખ વિગ્રહ. બીજો બ્રહ્મી વિગ્રહ અને દેશી રાજ્યોનું
ખાલસા કરવું તથા કંપનીના પાટમાં ફેરફાર એ ચાર મુખ્ય કામ થ-
યાં. એ સિવાય એના સમયમાં બંગાળામાં લેફ્ટેનેન્ટ ગવર્નર નીમાયા
સિવિલ સરવિસની પરીક્ષામાં હિંદના રહેવાસીઓને જવાની છૂટ મળી ને
આખા હિંદને માટે ધારા બાંધનારી સભા નીમાઇ. વળી એણે ઇજનેર
ખાતું સ્થાપ્યું, ટપાલ ખાતામાં સુધારો કર્યો ને લાલ સમુદ્રમાં આગ-
બોટ ચલાવવા મદદ કરી. એના વખતમાં રેલવે ને તાર નંખાયા હતા.

**લાર્ડ કેનિંગ**—૧૮૫૬-૧૮૬૨-૬. એના વખતમાં ૧૮૫૭નો બ-
લવો થયો. મહારાણીને તાબે હિંદ આવ્યું. મહારાણીનો ઢંઢેરો વંચાયો,
ઇરાન તથા ચીન સાથે લડાઇઓ થઇ તથા ઇન્કમટેક્સ નંખાયો ને
નોટોનાં નાણું ચાલ્યાં. ઇરાનની લડાઇથી ઇરાનના શાહે હેરાત તથા
અફગાનીસ્તાન ઉપરનો પોતાનો દાવો ઉઠાવ્યો તથા ચીનની લડાઇ-
થી ચીનનાં પાંચ બંદરમાં યુરોપીઅનોને વેપાર કરવાની છૂટ મળી.

**લાર્ડ એલ્ગિન**—૧૮૬૨-૧૮૬૩-૧. એણે કાયદા બાંધવાને છ

ગૃહસ્થોની કૌંસીલ નીમી અને વહાબી લોકોનું બંડ સમાવ્યું. એના વખતમાં અમેરિકામાં લડાઇ થવાથી હિંદના રૂનો ભાવ વધ્યો ને સટ્ટા ચાલ્યા.

**સેપ્ટમ્બર નેપીયર**—૧૮૬૨–૧૮૬૩. (કામચલાઉ) જાણવા જેવું નથી.

**સરડેનિસન**—૧૮૬૩–૧૮૬૪.(કામચલાઉ) જાણવા જેવું નથી,

**સર જૉન લોરેન્સ**—૧૮૬૪—૧૮૬૯—૫. એના વખતમાં ભૂતાન જોડે વિગ્રહ ને ઓઢીઆ તથા બુંદેલખંડમાં દુકાળ એ બે મોટા બનાવ બન્યા. ભૂતાન વિગ્રહમાં કેટલુંક નુકસાન વેઠયું ને ઓઢીઆના દુકાળથી દુકાળમાં થતાં મૃત્યુ અટકાવાની જવાબદારી સરકારી અમલદારોને શીર નાખી. એ સિવાય એણે અયોધ્યાના ખેડુતોના ચાલુ હક પાછા આપ્યા, શેરઅલીને અફગાનીસ્તાનનો અમીર કબુલ રાખ્યો અને કાઠીઆવાડના વાઘેરાનું બંડ સમાવ્યું. એના વખતમાં રૂનો ભાવ અતિશે વધી ગયો ને સટા ચાલવાથી વેપારની ખરાબી થઈ તથા બંગાળાના ચાના વેપારને નુકસાન પહોંચ્યું.

**અર્લ મેઓ**—૧૮૬૯—૧૮૭૨–૩. એણે અંબાલામાં દરબાર ભરીને અફગાન સરદાર શેરઅલીને માન આપ્યું, ખેતીવાડીનું નવું ખાતું સ્થાપ્યું, પ્રાંતવાર ઉપજ ખરચ કહાડવાની રીત દાખલ કરી અને મીઠાની જકાતમાં સુધારો કર્યો તથા રેલવે, સડકો અને નેરો બંધાવી. એના વખતમાં રાણીનો શાહજાદો ડયુક ઓફ એડીનબરો ૧૮૬૯ માં આવ્યા હતા. આ ગવર્નરને એન્ડામાનના અફગાન કેદીએ માર્યા.

**સરજોન સ્ટ્રેચી**—૧૮૭૨–૧૮૭૨.(કામચલાઉ.) જાણવા જેવું નથી.

**લાર્ડ નેપીયર**—૧૮૭૨–૧૮૭૨. (કામચલાઉ) જાણવા જેવું નથી.

**લાર્ડ નોર્થબ્રુક**—૧૮૭૨–૧૮૭૬–૪. એણે બંગાળાના દુકાળ ને મદદ આપી અટકાવ્યો અને વડોદરાના ગાયકવાડ મલ્હારરાવને રેસીડેન્ટને ઝેર દેવાના તહોમતથી રાજ્યભ્રષ્ટ કર્યો. એમના વખતમાં રાણીના વડા શાહજાદા પ્રિન્સઓફવેલ્સ ૧૮૭૫ માં આવ્યા હતા. તેમને હિંદના રાજા રાણાએ પુષ્કળ માન આપી વફાદારી બતાવી.

**લાર્ડ લિટ્ટન**—૧૮૭૬–૧૮૮૦–૪. એના વખતમાં મહારાણીએ "કૈસરેહિંદ" નું પદ ધારણ કર્યું, દક્ષિણમાં દુકાળ પડયો તથા બીજો અફગાન વિગ્રહ ઉઠયો અને લાઇસેન્સટાકસ નંખાયો તથા મુંબઈ અને મદ્રાસ ઇલાકામાં મીઠાની કીમત વધારી તથા માનચેસ્ટરના કાપડ ઉપરની જકાત કહાડી નાખી.

**લોર્ડ રિપન**—૧૮૮૦–૧૮૮૪–૪. એ લીબરલ એટલે પ્રજા પક્ષ ના હતા. એમના વખતમાં બીજી અફગાન લડાઇનો અંત આવ્યો તથા ઇલબર્ટ બીલ મંજુર થયું. એ ગવર્નરે ઘણાં લોકો ઉપયોગી કામ કર્યાં તથા સ્વરાજ્ય વિગેરે ઘણા હક આપ્યા તેથી લોકોએ એને જતી વખત ઘણું માન આપ્યું ને તેના નામથી સંભારણાં રાખ્યાં.

**લાર્ડ ડફ્રિન**—૧૮૮૪–૧૮૮૮–૪. એણે અફગાન અમીરને વરસાસન બાંધી આપ્યું. શુદ્ધ બ્રહ્મદેશ ખાલસા કર્યો, સિંધિઆ ને હોલકરના રાજ્યમાં વ્યવસ્થા કરી અને મહારાણીનો જુબીલી ઓચ્છવ કર્યો તથા સીકીમના રાજાને અને કાળા પર્વત પાસેના અનાર્ય લોકોને જીત્યા.

**લાર્ડ લેન્સડાઉન**—એ ડીસેંબર સન ૧૮૮૮ માં આવ્યા ને જાનેવારી ૧૮૯૪ માં વિલાયત ગયા. પાંચ વરસ અમલ કર્યો. એમના વખતમાં કારેન પરગણાના રાજા સાવલાપા સાથે, લુસાઈ લોક સાથે અને નાગાહીલના પહાડી લોક સાથે તથા મણીપુરના રાજા સાથે લડાઇઓ થઇ, તેમાં ઇંગ્રેજો જીત્યા. ને મણીપુરની ગાદીએ ઇંગ્રેજ સરકારના કબજામાં રહે એવા ચુડાચંદ્રનામે બાળકને બેસાડયો. વળી આ ગવર્નરે કાશ્મીરના રાજ્યમાંથી અંધેર મટાડયું તથા મહારાણીજીના પાટવીકુંવરના મોટા દીકરા પ્રીન્સ આલ્બર્ટ સન ૧૮૮૯ માં હિંદમાં આવ્યા તેમને તથા સન ૧૮૯૦ માં રશિઆના પાટવી કુંવર પ્રીન્સ નીકોલસ હિંદમાં આવ્યા તેમને માન આપ્યું. એમના વખતમાં ૧૮૯૧ માં વસ્તીની ગણત્રી થઈ અને રાવટબીલ તથા

નવો ફેક્ટરીએક્ટ મંજુર થયો.

**લાર્ડ એલ્ગિન**--૧૮૯૪-૧૮૯૯ એ સન ૧૮૬૨માં થએલા લાર્ડએલ્ગિનના પુત્ર થાય—એમના વખતમાં વઝીરીસ્તાન ઉપરઅને ચિત્રાલ ઉપર ચડાઇઓ થઇ તથા મ્હૈસૂરના રાજ્યમાં રાજ્ય ચલાવવા કૌન્સિલ નીમાઈ તથા ભરતપુરને ઝાલરાપટ્ટણનાં રાજ્ય સરકારે પોતાને હસ્તક લીધાં તથા હિંદના રાજ વહીવટના ખરચની તપાસને માટે વિલાયતમાં કમીશન નીમાયું અને લાંકે શાયરના કાપડઉપરની જકાત ઘટાડી હિંદના કાપડ ઉપર જકાત નાખી. એ વિના એમના વખતમાં દુકાળ, મરકી અને ધરતી કંપ એ ત્રણ મોટી આફતો હિંદ ઉપર આવી અને મહારાણીનો ડાયમન્ડજુબીલી ઓચ્છવ સન ૧૮૯૭માં ઈંગ્લાંડની પેઠે હિંદુસ્તાનમાં થયો. તથા અફ્ગાન સરહદ તરફ વસ્તા ખૈબરપાસના તથાટોકી અને મલાકંદ ખીણમાં વસ્તા તાયફાવાળા લોકો જોડે લડાઇઓથઇ. તેમાં તેઓ તાબે થયા.

---

## મુકાબલા અથવા સરખામણી.

**મહમદ ગજનવી અને શાહાબુદીનગોરી**—સ્વારીઓ કરવામાં અને દેશ લૂટવામાં બને સરખા હતા પણ તેમાંબંનેનીરીત જુદી હતી. મહમદ ધન લોભી હતો ને શાહાબુદ્દીન રાજ લોભી હતો તેથી મહમદે દેવસ્થાનવાળાં નગર લુટી ધન હરણ કર્યું પણ શાહબુદ્દીને દેશ જીતી રાજ સ્થાપન કર્યું, એણે ને એના સરદારોએ મળી લગભગ આખો ઉત્તર હિંદ જીત્યો હતો. આ બંનેમાં મહમદ ગજનવીની નામના વધારે થઇ છે કારણ કે એણે વિદ્યાના કામમાં મદદ આપી હતી.

**અલાઉદ્દીનખુની અને પેહેલો મહમદ તગલખ**—એ બંને માણસ મારવામાં સરખા હતા. તેમાં અલાઉદ્દીન ડાહ્યોને મહમદ ગાંડો હતો. અલાઉદ્દીને છેક્દ ક્ષિણ સુધી રાજ્ય વધાર્યું ને મહમદના વખતમાં

ઘણા સુબા સ્વતંત્ર થયા તથા રાજ્ય ઘટી ગયું.

**ફીરોઝુદ્દીન તગલખ અને શેરશાહ**—એ બંને રૈયતના લાભમાં સારા ને સરખા હતા પણ લડાઇના કામમાં શીરશાહ બહાદુર હતો. એ બંને જણે રૈયતના સુખને સારૂ રસ્તા, કૂવા અને તળાવ તથા ધર્મશાળા વિગેરે બંધાવ્યાં હતાં.

**અકબર અને ઔરંગઝેબ**—બંને અકલવાન ને બહાદુર હતા તથા રાજ્ય પ્રકરણમાં, દૃઢતામાં, અને ઉદ્યોગમાં સરખા હતા. પણ બંનેની રીત જૂદી હતી. અકબર પોતાનું કામ સામા માણસને મેળવીને કહાડી લેતો, પરંતુ ઔરંગઝેબ હુકમને માર ફાડથી કરાવતો. અકબરને બધા લોકોએ વખાણ્યો ને ઔરંગઝેબને કેટલાકે ધિક્કાર્યો.

અકબરે સ્નેહ ભાવથી રજપૂતોને મદદગાર કર્યા ને ઔરંગઝેબે તેમની જોડે વૈર કરી દુશ્મન બનાવ્યા. અકબરે હિંદુઓના વેરા માફ કરી તેમને મોટા અધિકાર આપ્યા અને ઔરંગઝેબે તેમના ઉપર જુલમ કરી ઘણા વેરા નાખ્યા તથા તેમને રાજકાજમાંથી દુર કર્યા. અકબરે સર્વને મરજી મુજબ ધર્મ પાળવા દીધા પણ ઔરંગઝેબે મુસલમાની ધર્મના દુરાગ્રહથી બીજાઓ ઉપર જુલમ કર્યો. બંનેના સ્વભાવ પણ જૂદા હતા. અકબર ઉદાર ક્ષમાવાન ને દળાળુ હતો પણ ઔરંગઝેબ ઘાતકી. જુલમી ને નિર્દય હતો.

**કલાઇવ અને દુપ્લી**—આ બંને રાજવીદ્યામાં, લડાઇમાં અને સહાસમાં તથા દાવપેચમાં સરખા હતા. પરંતુ કલાઇવમાં યુદ્ધ કુશળતા વિશેષ હતી, કલાઇવે ઇંગ્રેજોને અને દુપ્લીએ ફ્રેંચોને રાજ મેળવી આપ્યું તથાપી આ બંને સ્વદેશ ગયા ત્યાં એમના ઉપર હિંદમાં અન્યાયકર્યાના આરોપ આવ્યા તેથી ઘણું દુખ ભોગવી મરણ પામ્યા.

**કલાઇવ અને હેસ્તિંગ્સ**—હેસ્તિંગ્સમાં પણ કલાઇવ જેવાજ ગુણ હતા. કલાઇવે રાજ મેળવ્યું ને હેસ્તિંગ્સે તેને સાચવી આબાદ

કર્યું. કલાઇવને રાજ મેળવવાને જેવાં કપટ ને કાવતરાં કરવાં પડયાં હતાં તેવાંજ હેસ્તિંગ્સને રાજ આબાદ કરવામાં તથા સાચવવામાં કરવાં પડયાં હતાં. વિલાયતમાં કલાઇવ ઉપર જેમ આરોપ મૂકવામાં આવ્યા હતા તેમ હેસ્તિંગ્સ ઉપર પણ મૂકવામાં આવ્યા હતા. તેથી હેસ્તિંગ્સ પણ કલાઇવની પેઠે દુખ ભોગવી મરણ પામ્યો.

**શિવાજી અને હૈદર**—એ બંને સ્વાર્થી અને કપટી હતા. રાજ મેળવવાની રીત બંનેની સરખી હતી. બંનેએ છળભેદને કપટ કરી હલકી સ્થિતિમાંથી રાજ સ્થાપન કર્યો. તફાવત એ પડયો કે શિવાજીના જેવો સ્વદેશી અભિમાન આખી મરેઠી જાતમાં હોવાથી તેનું રાજ ઘણાં વરસ ટકયું ને હૈદરને તેવી કંઇ મદદ ન હોવાથી તેનું રાજ જલદી નાશ પામ્યું.

**મોનિંગ્ટન ઉર્ફે વેલેસ્લી અને ડેલહૌસી**—આ બંને રાજ્ય વિદ્યામાં, દાવ પેચમાં અને દઢતામાં સરખા હતા. બંનેની ઇંગ્રેજી રાજ્ય વધારવાની અને દેશી રાજ્ય ઘટાડવાની ઇચ્છા હતી પણ તેમાં વેલ્લેસ્લી કરતાં ડેલહૌસીએ વધારે અઘટીત કામ કર્યો. તથાપી રૈયતના સુખની અને દેશની ચડતી તથા દ્રવ્યની વૃદ્ધિ કરવામાં ડેલહૌસીની કાળજી વધારે હતી. તેથી વેલેસ્લી કરતાં તે વધારે માનને લાયક છે.

---

## કોલકરાર અથવા તહનામાં.

(૧) મદ્રાસના કરાર ૧૭૫૪ માં ઇંગ્રેજ તથા ફ્રેંચ વચ્ચે થયા. એમાં એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો તથા દેશીરાજાઓની ખટપટમાં ન પડવું અને હૈદ્રાબાદના નિજામ તથા કર્ણાટકના નવાબને કબુલ રાખવા. એ ઠરાવ થયા.

(૨) કલકત્તાના કરાર ૧૭૫૭ માં બંગાળાના નવાબ સુરાજઉદવલ્લા અને કલાઇવ સાહેબ વચ્ચે થયા તેમાં બંગાળાનાં થાણાં ઇંગ્રેજોને આપવાં, કલકત્તામાં કિલ્લો બાંધવાની રજા આપવી અને ઇંગ્રે-

જી માલનું હાંસલ માફ કરવું એ ઠરાવ થયા.

(૩) મદ્રાસના કરાર ૧૭૬૯ માં ઇંગ્રેજ તથા હૈદરઅલી વચ્ચે થયા. એમાં એ ઠરાવ થયો કે એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો ને એક બીજાને મદદ આપવી. એથી મ્હૈસૂરની લડાઇનો અંત આવ્યો.

(૪) બનારસના કરાર ૧૭૭૩ માં અયોધ્યાના નવાબ તથા ઇંગ્રેજ વચ્ચે થયા. તેમાં ઇંગ્રેજોએ રોહીલા જીતી આપવા એ ઠરાવ મુખ્ય હતો.

(૫) સુરતના કરાર ૧૭૭૫ માં રાઘોબા તથા ઇંગ્રેજ વચ્ચે થયા. એમાં ઇંગ્રેજો રાઘોબાને પુનાની ગાદીએ બેસાડે તો રાગોબા ૧૪ લાખ રૂપીઆ રોકડા તથા ૧૯ લાખનો સાલસેટ, વસાઇ વિગેરે મુલક આપે.

(૬) પુરંદરના કરાર ૧૭૭૬ માં પેશ્વા માધવરાવ તથા ઇંગ્રેજ વચ્ચે થયા. તેમાં ઇંગ્રેજો રાઘોબાનો પક્ષ છોડે તો સાષ્ટિ તથા વસાઇ બેટ આપવા.

(૭) વારગામના નામોસી ભરેલા કરાર ૧૭૭૯ માં પેશ્વા સવાઇ માધવરાવ તથા મુંબઇના ઇંગ્રેજી લશ્કર વચ્ચે થયા, તેમાં સાષ્ટિ વિગેરે લેવાની વાત ઇંગ્રેજો છોડીદે તો તેમને સુખે જવા દેવા.

(૮) સાલબાઇના કરાર ૧૭૮૨ માં ઇંગ્રેજ તથા સવાઇ માધરાવ પેશ્વા વચ્ચે થયા. એથી પેહેલા મરેઠી વિગ્રહનો અંત આવ્યો. રાઘોબાને પેન્સન આપ્યું. ને ગૂજરાત મરેઠાને પાછી મળી તથા સાલસેટ અને ધારાપુરી વિગેરે બેટો ઇંગ્રેજોને મળ્યા.

(૯) મેંગલોરના કરાર ૧૭૮૪ માં ઇંગ્રેજોને ટિપુ વચ્ચે થયા. તેમાં એક બીજાનો લીધેલો મુલક તથા પકડેલા કેદીઓ પાછા આપવાનો ઠરાવ થયો. આથી મ્હૈશૂરના પેહેલા વિગ્રહનો અંત આવ્યો.

(૧૦) શ્રીરંગપટણના કરાર ૧૭૯૨ માં ટિપુ તથા ઇંગ્રેજ વચ્ચે થયા. તેમાં ટિપુએ પોતાનો અડધો મુલક અને ૩ કરોડ રૂપીઆ રોકડા આપ્યા, તેથી મ્હૈસૂરના બીજા વિગ્રહનો અંત આવ્યો.

(૧૧) હૈદ્રાબાદના કરાર ૧૭૯૮માં નીજામ અને ઇંગ્રેજ વચ્ચે થયા.

એમાં નિજામ પોતાના રાજમાંથી ફ્રેંચોને કહાડી મૂકે તથા ઇંગ્રેજી લશ્કર પોતાને ખરચે પોતાના રાજમાં રાખે અને ઇંગ્રેજની મંજુરી સિવાય બીજા કોઇ યુરોપિઅનને પોતાના રાજમાં રહેવાદે નહીં. એ ઠરાવ થયાં.

(૧૨) હૈદ્રાબાદના બીજા કરાર ૧૮૦૧ માં ઇંગ્રેજ તથા નિજામ વચ્ચે થયા. તેમાં નિજામના રક્ષણ અર્થે સિકંદરાબાદમાં રહેલા ઇંગ્રેજી લશ્કરના ખરચને પેટે નિજામ બાલાઘાટ પ્રાંત આપે એમ ઠર્યું.

(૧૩) અયોધ્યાના કરાર ૧૮૦૧ માં અયોધ્યાના નવાબ અને ઇંગ્રેજ વચ્ચે થયા. તેમાં ઇંગ્રેજ નવાબનું રક્ષણ કરે તેના બદલામાં નવાબ વાયવ્યપ્રાંત આપે.

(૧૪) વસાઇના કરાર ૧૮૦૨ માં બીજા બાજીરાવ અને ઇંગ્રેજ વચ્ચે થયા. તેમાં પુનામાં પોતાને ખરચે ઇંગ્રેજી લશ્કર રાખવું, બીજા યુરોપીઅનોને પોતાના રાજમાં રહેવા દેવા નહીં ને સુરત તથા મુંબઇની આજુ બાજુનાં ગામ ઇંગ્રેજને આપવાં તથા પરરાજ વચ્ચેના વાંધા ઇંગ્રેજ મારફત પતાવવા એમ બાજીરાવે લખી આપ્યું.

(૧૫) દેવગામના કરાર ૧૮૦૩ માં રઘુજી ભોંસલે અને ઇંગ્રેજ વચ્ચે થયા. એથી રઘુજીએ કટક પ્રાંત તથા વર્ધા નદીનો પશ્ચિમનો મુલક ઇંગ્રેજોને આપ્યો ને નિજામની પેઠે ઇંગ્રેજને આધિન થયો.

(૧૬) સીરજી અંજેગામના કરાર ૧૮૦૩ માં દોલતરાવ સિંધિઆ ને ઇંગ્રેજ વચ્ચે થયા. એમાં સિંધિઆએ ગંગા જમનાં વચ્ચેનો મુલક તથા ભરૂચ અને અહમદનગર ઇંગ્રેજોને આપ્યાં ને નિજામની પેઠે આધિનપત્ર લખી આપ્યું.

(૧૭) સેગાઉલીના કરાર ૧૮૧૬ માં નેપાળના રાજા તથા ઇંગ્રેજ વચ્ચે થયા. તેમાં નેપાળના રાજાએ નૈનીતાલ, મસુરી અને સીમળાનાં સ્થળો ઇંગ્રેજોને આપ્યાં ને પોતાનાં આગળ વધારેલાં થાણું ઉઠાવી લીધાં, તથા પોતાના રાજ્યમાં રેસીડેન્ટ રાખ્યો.

(૧૮) પુનાના કરાર ૧૮૧૭ માં છેલ્લા બાજીરાવ તથા ઇંગ્રેજ વચ્ચે થયા. તેમાં બાજીરાવે ઇંગ્રેજી લશ્કરના ખરચને પેટે વધારે મુલક આપ્યો ને પુર્ણ રીતે ઇંગ્રેજને આધિન થયો.

(૧૯) મંદેસરના કરાર ૧૮૧૭ માં હોલકરને ઇંગ્રેજ વચ્ચે થયા તેમાં હોલકરે ઇંગ્રેજી લશ્કર પોતાના રાજ્યમાં રાખ્યું ને ઇંગ્રેજને કેટલોક મુલક આપ્યો તથા રજપૂત સંસ્થાન ઉપરનો પોતાનો હક ઉઠાવ્યો.

(૨૦) ઇંદોરના કરાર ૧૮૧૮ માં બાજીરાવને ઇંગ્રેજ વચ્ચે થયા. તેમાં ઇંગ્રેજોએ બાજીરાવ અને તેના કુટુંબને ૮ લાખનું પેન્સન બાંધી આપી બિથુરમાં રાખ્યો.

(૨૧) અંદાબુના કરાર ૧૮૨૬ માં બ્રહ્મદેશના રાજા અને ઇંગ્રેજ વચ્ચે થયા. તેમાં ઇંગ્રેજને લડાઇના ખુરચના એક કરોડ રૂપીઆ રોકડા અને આસામ, આરાકાન, તિનાસરીમ વિગેરે પ્રાંતો મળ્યા.

(૨૨) ગોવાલ્યરના કરાર ૧૮૪૩ માં સિંધિઆને ઇંગ્રેજ વચ્ચે થયા. તેમાં સિંધીઆનું લશ્કર ઘટાડવું. ગોવાલ્યરમાં રેસીડેન્ટના હાથ નીચે ઇંગ્રેજ લશ્કર રાખવું તથા રેસીડેન્ટની સલાહ પ્રમાણે પંચથી રાજ્ય ચલાવવું ને તારાબાઇએ પેન્સન લેવું એ ઠરાવ થયા.

(૨૩) લાહોરના કરાર ૧૮૪૬ માં દુલિપસિંગને ઇંગ્રેજ વચ્ચે થયા. એથી દુલિપસિંગે સતલજ અને રાવી વચ્ચેનો મુલક ઇંગ્રેજોને આપ્યો તથા ૧૦ હજાર ઇંગ્રેજી લશ્કર પોતાના રાજ્યમાં રાખ્યું.

(૨૪) હૈદ્રાબાદના કરાર ૧૮૫૩ માં નિજામ ને ઇંગ્રેજ વચ્ચે થયા. તેમાં નિજામે લશ્કરના ખરચને પેટે વરાડ પ્રાંત ઇંગ્રેજોને આપ્યો.

(૨૫) આવાના કરાર ૧૮૫૩ માં ઇંગ્રેજ તથા આવાના રાજા વચ્ચે થયા. તેમાં આવાના રાજાએ ઇંગ્રેજોને પેગુપ્રાંત આપ્યો. તેથી બીજા બ્રહ્મી વિગ્રહનો અંત આવ્યો.

(૨૬) ગંદામકના કરાર ૧૮૭૯ માં અફગાનીસ્તાનના અમીર,

યાકુબખાન ને ઇંગ્રેજ વચ્ચે થયા. તેમાં યાકુબખાને ઇંગ્રેજી રાજ્યની હદ વધારી ને કાબુલમાં બ્રિટિશ લશ્કરને રહેવાની રજા આપી.

## હિંદમાં થએલા વિગ્રહોની સંક્ષેપ નોંધ.

**કર્ણાટકનો ૧ લો વિગ્રહ**—૧૭૪૬–૧૭૪૮–૨. ઇંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે થયો. એનું કારણ એ કે યુરોપમાં એ બે રાજ વચ્ચે લડાઇ સળગવાથી ફ્રેંચોએ ઇંગ્રેજોનું મદ્રાસ અન્યાય પણે લીધું હતું. એમાં આખરે યુરોપમાં સલાહ થવાથી અહીંઆં પણ સલાહ થઇ ને એક બીજાનો લીધેલો મુલક પાછો આપ્યો. આ લડાઇમાં ઇંગ્રેજ સરદાર કલાઇવ અને લારેન્સ તથા ફ્રેંચ સરદાર લાબર્દોન્સને દુપ્લી હતા.

**કર્ણાટકનો બીજો વિગ્રહ**—૧૭૪૮–૧૭૫૪–૬. હૈદ્રાબાદ અને આર્કાટની ગાદીએ પોત પોતાના પક્ષના રાજા બેસાડવા સારૂ ઇંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે થયો. ઇંગ્રેજોએ નિજામ નાસીરજંગ અને નવાબ અનવરૂદ્દીનનો પક્ષ લીધો હતો. ને ફ્રેંચોએ ચંદા સાહેબ ને નિજામ મુજફ્ફરજંગનો પક્ષ લીધો હતો. આ લડાઇમાં પેહેલાં ફ્રેંચોએ જોર મારી પોતાના પક્ષના રાજાઓને રાજ્ય અપાવ્યાં પણ આખરે તેઓ નરમ પડ્યા અને ઇંગ્રેજો વિજઇ થયા. તેમણે આર્કાટની ગાદીએ અનવરૂદ્દીનના દીકરા મહમદઅલીને બેસાડ્યો. આ વિગ્રહમાં આર્કાટ, આર્નિ અને કૌરેપાક આગળ લડાઇઓ થઇ તેમાં ઇંગ્રેજ સરદાર કલાઇવ અને ફ્રેંચ સરદાર દુપ્લી તથા બુસી હતા.

**કર્ણાટકનો ત્રીજો વિગ્રહ**—૧૭૫૮–૧૭૬૧–૩. એ પણ ઇંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે થયો. એનું કારણ એ કે ફ્રેંચ સરદાર લાલીએ ઇંગ્રેજોનું દેવીકોટા વગર કારણે લઇ લીધું હતું. આ લડાઇમાં ઇંગ્રેજ સરદાર કર્નલ કુટ અને કર્નલ ફોર્ડ હતા તથા ફ્રેંચ સરદાર લાલી અને બુસી હતા, એ વિગ્રહમાં ૧૭૬૦ માં વાંદેવાસ આગળ મોટી લડાઇ થઇ તેમાં ફ્રેંચો હાર્યા ને ૧૭૬૧ માં તેમનું પાંદીચેરી ઇંગ્રેજોએ લીધું તેથી એમનું રા-

જ્ય નાશ પામ્યું.

**બંગાળાનો ૧ વિગ્રહ**—૧૭૫૭. એ વિગ્રહ સુરાજઉદ્દવલા તથા ઇંગ્રેજ વચ્ચે થયો. એનું કારણ એકે બંગાળાના નવાબ સુરાજ-ઉદ્દવલ્લાનો એક ગુનેગાર માણસ ઇંગ્રેજને શરણે આવ્યો તે તેણે માગ્યો પણ ઇંગ્રેજોએ આપ્યો નહીં તેથી તથા ફ્રેંચોનું ચંદ્રનગર નવાબના ના કહ્યા છતાં ઇંગ્રેજોએ જીત્યું તેથી એ વિગ્રહ થયો. એમાં ૧૭૫૭ માં પ્લાસી આગળ મોટી લડાઇ થઇ તેમાં નવાબ હાર્યો ને તેનું રાજ્ય કલાઇવે તેના આગળથી ફુટેલા સરદાર મીરજાફરને આપ્યું.

**બંગાળાનો ૨ જો વિગ્રહ**–૧૭૫૯. એ વિગ્રહ મીરજાફર ને ઇંગ્રેજ વચ્ચે થયો. એનું કારણ એકે મીરજાફરે નીમકહરામ થઇ ઇંગ્રેજોને કહાડવાને સારૂ વલંદાને બોલાવ્યા. તેથી કલાઇવે ૧૭૫૯ માં ચિન્સુરા આગળ વલંદાને હરાવ્યા. તે પછી મીરજાફરથી પોતાના રાજ્યમાં બંડ ઉઠયું તે ન સમાવ્યાથી તેની ગાદી ૧૭૬૦ માં મીરકાસીમને આપી.

**બંગાળાનો ૩ જો વિગ્રહ**–૧૭૬૦–૧૭૬૪–૪. એ વિગ્રહ મીરકાસીમ અને ઇંગ્રેજ વચ્ચે થયો. એનું કારણ એકે કંપનીના માલની હાંસલની માફી હતી. તેનો ઉપયોગ કંપનીના નોકરો પોતાના ખાનગી માલને માટે કરવા લાગ્યા ને નવાબને હાંસલ ન આપ્યું તેથી એ વિગ્રહ ઉઠયો. એમાં ઘેરીઆ, પટણા ને બકસર આગળ લડાઇઓ થઇ. તેમાં મીરકાસીમ તથા તેના મદદગાર સુજાઉદ્દવલા ને શાહઆલમ હાર્યા.

**મ્હેસૂરનો ૧ લો વિગ્રહ**—૧૭૮૦–૧૭૮૪–૪. એ વિગ્રહ હૈદરને ઇંગ્રેજ વચ્ચે થયો. એનું કારણ એકે હૈદરને માધવરાવ પેશ્વાએ ચેરકુલીના રણમાં હરાવ્યો તે વખતે ઇંગ્રેજોએ કરાર પ્રમાણે તેને મદદ ન આપી તેથી એ વિગ્રહ થયો. એમાં પોલીલોર, ચિલામ્બ્રમ, પોર્તોનોવો તથા શોલીંગર અને પનીઆની ઇત્યાદિ ઠેકાણે લડાઇઓ થઇ. તેમાં પેહેલી બેમાં હૈદર જીત્યો ને છેલ્લી ત્રણમાં ઇંગ્રેજો જીત્યા. પણ એટલામાં

૧૭૮૨ માં હૈદર મરી ગયો તેથી તેના દીકરા ટિપુ જોડે મેંગલોર મુકામે સલાહ થઇ. એમાં ઈંગ્રેજ સરદાર કર્નલબેલી, સર-ઇ.કુટને એબીંગ્ટન હતા.

**મહેસુર ૨ જો વિગ્રહ**—૧૭૯૦–૧૯૨–૨. એવિગ્રહ ઈંગ્રેજ ને ટિપુ વચ્ચે થયો. એનું કારણ એછે કે ઇંગ્રેજ સરકારે પોતાના મિત્ર રાજાની ઇયાદિ નિજામને લખી આપી તેમાં ટિપુનું નામ નહોતું તેથી એ બીજો વિગ્રહ થયો. એમાં સીમોગા, અરીકેરા અને શ્રીરંગપટણ આગળ લડાઇઓ થઇ તેમાં લાર્ડ કાર્નવાલીસે ટિપુને હરાવ્યો ને દંડ લીધો.

**મહેસુર ૩ જો વિગ્રહ**—૧૭૯૯—એપણ ટિપુને ઇંગ્રેજને વચ્ચે થયો. એનું કારણ એકે ટિપુ ફ્રેંચો જોડે ખટપટ કરતો હતો તે મૂકી દેવા અને નિજામની પેઠે આધિન થવા ઇંગ્રેજોએ કહાવ્યું પણ તેણે માન્યું નહીં તેથી એ વિગ્રહ થયો. એમાં માલવેલી, સદાસીર અને શ્રીરંગપટણ આગળ લડાઇઓ થઇ તેમાં ટિપુ મરાયો ને તેના રાજનો અંત આવ્યો. એમાં ઇંગ્રેજ સરદાર જ. હારીસ, બેયર્ડ ને સ્ટૂઅર્ટ તથા વેલસ્લી હતા.

**મરેઠાનો ૧ લો વિગ્રહ**—૧૭૭૫–૧૭૮૨–૭. એ વિગ્રહ પુનાની ગાદીએ રઘુનાથરાવને બેસાડવા માધવરાવ પેશ્વા સાથે ઇંગ્રેજોને થયો. તેમાં પહેલું ઇંગ્રેજી લશ્કર હાર્યું ને વાર ગામમાં નામોસી ભરેલા કરાર થયા. પણ આખરે ૧૭૮૨ માં સાલબાઇના કરારથી લડાઇ પતી.

**મરેઠાનો ૨ જો વિગ્રહ**—૧૮૦૩–૧૮૦૪–૧. બાજીરાવ પેશ્વા ૧૮૦૨ માં વસાઇનો કરાર કરી ઇંગ્રેજને આધિન થયો એ વાત ભોંસલા અને સિંધિઆને ગમી નહીં તેથી એ બીજો વિગ્રહ ઉઠયો. એમાં આસાઇ ને આરગામ આગળ ઇંગ્રેજોએ સિંધિઆ તથા ભોંસલાને હરાવ્યા અને લાસવારી તથા આલીગઢ પાસે એકલા સિંધિઆને હરાવ્યો. આખરે સિંધિઆએ સીરજીઅંજે ગામ અને ભોંસલાએ દેવાગામ પાસે સલાહ કરી. ૧૮૦૩. તે પછી હોલકર લડવા ઉઠયો તેને દીગ તથા ફરૂકાબાદ આગળ હરાવ્યો પણ તે તાબે થયો નહીં. ૧૮૦૪.

**મરેઠાનો ૩જો વિગ્રહ**—૧૮૧૭–૧૮૧૮–૧ વસાઇ તથા પુનાના કરાર કર્યા છતાં પણ બાજીરાવ પેશ્વા ઇંગ્રેજ સામે કાવત્રાં કરવા લાગ્યો તથા ઇંગ્રેજ રેસીડેન્ટ ઉપર હુમલો કર્યો તેથી એ વિગ્રહ ઉઠયો. એ વિગ્રહમાં ઇંગ્રેજે ખડકી, કોરેગામ અને આસ્ટી આગળ બાજીરાવને હરાવી ૧૮૧૭માં તેનું રાજ્ય ખાલસા કર્યું. આ વખતે ભોંસલા તથા હોલકર પણ ઇંગ્રેજ સામે ઉઠયા માટે ભોંસલાંને નાગપુર અને જબલપુર આગળ તથા હોલકરને માહીદપુર આગળ ઇંગ્રેજોએ હરાવ્યા.

**ગુરખા વિગ્રહ**—૧૮૧૪–૧૮૧૬–૨ નેપાળના રાજાએ ઇંગ્રેજી રાજ્યનો કેટલોક મુલક દબાવ્યો તેથી એ વિગ્રહ ઉઠયો. એમાં મલુન, મકવાનપુર અને હરીપુર આગળ લડાઇઓ થઇ, તેમાં ગુરખા હાર્યા ને સેગાઉલીના કરારથયા. તેથી નૈનીતાલ, મસુરીને શીમળા ઇંગ્રેજોને મળ્યાં.

**બ્રહ્મી ૧લો વિગ્રહ**—૧૮૨૪–૧૮૨૬–૨. બ્રહ્મદેશના રાજાએ શાહપુરી બેટનું ઇંગ્રેજી થાણું ઉઠાડી મૂકયું તથા ઇંગ્રેજના મિત્ર કાચારના રાજા ઉપર ચડાઇ કરી અને ઇંગ્રેજી મુલક ઉપર આવવા માંડયું તેથી એ વિગ્રહ ઉઠયો. એમાં રંગુન, પ્રોમ અને પાગામ આગળ લડાઇઓ થઇ તેમાં બ્રહ્મીઓ હાર્યા ને ૧૮૨૬ માં આન્દાબુના કરાર થયા. એથી આસામ, આરાકાન તથા તિનાસરીમ પ્રાંતો ઇંગ્રેજોને મળ્યા. આ લડાઇમાં ઇંગ્રેજ સરદાર કેમ્બલ અને બ્રહ્મી લોકોના સરદાર મહા બાંદુલા તથા નરકાધીપતી હતા.

**બ્રહ્મી ૨જો વિગ્રહ**–૧૮૫૨.રંગુનના સૂબાએ ઇંગ્રેજી વેપારીઓને હરકત કરી તેથી એ વિગ્રહ ઉઠયો. એમાં પેગુ અને રંગુન આગળ લડાઇઓ થઇ તેમાં બ્રહ્મીઓ હાર્યા ને તેમણે પેગુ આપી સલાહ કરીએ પેગુ પ્રાંત આગળ મળેલા આસામ વિગેરે પ્રાંત સાથે જોડી દીધો તે બ્રિટીસ બ્રહ્મદેશ કહેવાયો. એમાં ઇંગ્રેજ સરદાર ગોડીવન હતો.

**બ્રહ્મી ૩જો વિગ્રહ**—૧૮૮૬. બ્રહ્મદેશના રાજાએ મુંબઈની વે-

પાછી કંપનીને નુકશાન કર્યું તથા ફ્રેંચો સાથે સલાહ કરી તેથી એ વિગ્રહ ઉઠયો. તેમાં ઇંગ્રેજી લસ્કરે ૪૯ માંદલેજને મીલનગઢ લીધાં તથા રાજા થાબોને કેદ કરી હિંદુસ્તાનમાં આણ્યો ને શુદ્ધ બ્રહ્મદેશ ખાલસા કર્યો.

**અફગાન ૧લો વિગ્રહ**—૧૮૩૯-૧૮૪૨-૩. એ વિગ્રહ અફગાનીસ્થાનના અમીર દોસ્ત મહમદ તથા ઇંગ્રજો વચ્ચે થયો એનું કારણએ કે ઇંગ્રેજોએ રૂશિયન ધાસ્તિથી કેટલાક ઠરાવ કરવા સારૂ દોસ્ત મહમદ પાસે એક એલચી મોકલ્યો પણ તેણે તેનું કહ્યું માન્યું નહી તેથી એ વિગ્રહ ઉઠયો. ઇંગ્રેજોએ પોતાના કબ્જામાં રહે એવા અફગાનીસ્તાનથી નાશી આવેલા શાહસુજાને દોસ્ત મહમદની ગાદીએ બેસાડવા ધાર્યુંને તેને લશ્કર સાથે કાબુલ મોકલ્યો એટલે દોસ્તમહમદ નાઠો તેને પરવાન આગળ હરાવ્યોને રાજકેદી કરી હિંદુસ્તાનમાં આણ્યો. શાહસુજાને કાબુલની ગાદીએ બેસાડી તેના રક્ષણ સારૂ ઇંગ્રેજી લશ્કર રાખ્યું. એ લશ્કરનો તથા શાહસુજાનો દોસ્ત મહમદના દીકરા અકબરખાને તથા અફગાનોએ નાશ કર્યો તેથી ૧૮૪૨ માં તેમના ઉપર બીજું લશ્કર મોકલ્યું. એ લશ્કરે અફગાનીસ્તાન જીત્યું અને દોસ્ત મહમદને વગર વાંધે ફરી અફગાનીસ્તાનની ગાદી લેવા દેવાની કબુલતે લડાઇ માંડી વાળી.

**અફગાન ૨ બીજો વિગ્રહ**-૧૮૮૦-૧૮૮૧-૧. એ વિગ્રહ અફગાની સ્તાનના શેરઅલી તથા ઇંગ્રેજ વચ્ચે થયો. એનું કારણ એ કે આ વખત પણ રૂશિઅન ધાસ્તીથી ઇંગ્રેજોએ કેટલાક ઠરાવ કરવા સારૂ શેર અલીના દરબારમાં એક એલચી ખાતુ મોકલ્યું, તેને શેરઅલીએ પોતાના દેશમાં પેસવા ન દીધું પણ રૂશિઅન વકીલોને માન આપ્યું તેથી એ વિગ્રહ ઉઠયો. ઇંગ્રેજી લશ્કરે તેના ઉપર ખૈબર, કુરમ ને બોલનઘાટને માર્ગે ચડાઇઓ કરી એટલે શેરઅલી નાશી ગયો. તેના દીકરા યાકુબખાન જોડે ગંદામક મુકામે સલાહ કરી ને કાબુલમાં ઇંગ્રેજી લશ્કર રાખ્યું. આ વખત પણ કાબુલીઓએ દગો કરી ઇંગ્રેજી લશ્કરનો નાશ કર્યો.

તેથી ઇંગ્રેજી લસ્કરે ફરી ચડાઇ કરી યાકુબખાનને ઉઠાડી તેના ભાઇ અયુબખાનને બેસાડ્યો ને કાબુલ તથા કંદહારનો કબજો કરી ત્યાં વળી ઇંગ્રેજી લશ્કર રાખ્યુ. એ લશ્કરને અફગાન જાતોએ સંકટમાં નાંખ્યું ને હરાવ્યું તેથી ત્રીજીવાર સર ફ્રેડરીકે ચડાઇ કરી મીર બુચાખાનને હરાવ્યો ને દોસ્ત મહમદના કુળના અબદુલ રેહેમાનને તેની ગાદી આપી. એથી એ બીજા અફગાન વિગ્રહનો અંત આવ્યો. સન ૧૮૮૧.

**સિંધ વિગ્રહ**—૧૮૪૨–૧૮૪૩. એ વિગ્રહ સિંધના અમીરો ને ઇંગ્રેજ વચ્ચે થયો. એનું કારણ એકે સિંધના અમીરો પોતાનું સ્વતંત્ર પણું છોડી દેઇ ઇંગ્રેજી રાજ્યને તાબે થયા નહી તથા અફગાન લડાઇમાં જતાં આવતાં એમણે ઇંગ્રેજી લશ્કરને હરકત કરી તેથી એ વિગ્રહ ઉઠયો ઇંગ્રેજ સરદાર સર ચાર્લસ નેપીયરે તેમના ઉપર ચડાઇ કરી તેમને મીઆની તથા હૈદ્રાબાદ આગળ હરાવ્યા ને સિંધ દેશ ખાલસા કર્યો.

**સિંધીઆ વિગ્રહ**—૧૮૪૩–૧૮૪૪–૧. એ વિગ્રહ જંકોજી સિંધીઆની વિધવા રાણી તારાબાઇ તથા ઇંગ્રેજ વચ્ચે થયો. તેનું કારણ એકે ઇંગ્રેજે સિંધીઆના મામાને કારભારી નિમ્યો હતો એ મામા સાથે તારાબાઇને બન્યું નહી તેથી એ વિગ્રહ ઉઠયો. એમાં મામાનો પક્ષ કરી ઇંગ્રેજોએ રાણીના લશ્કરને મહારાજપુર ને પનીઆની આગળ હરાવ્યું તેથી ગોવાલ્યરનું રાજ્ય ઇંગ્રેજોને આધીન થયું.

**૧. લો. સિખ વિગ્રહ**—૧૮૪૪–૧૮૪૬–૨. એ વિગ્રહ સિખ રાજા દુલિપસિંહ અને ઇંગ્રેજ વચ્ચે થયો. તેનું કારણ એ કે સિખલોકોને લશ્કરી બળ વધવાથી તેમણે ઇંગ્રેજી મુલક ઉપર આવવા માંડયું. તેથી એ વિગ્રહ ઉઠયો એમાં સિખ સરદાર, લાલસિંગ, સ્યામસિંગ અને ગુલાબસિંગ વિગેરે હતા, તેમને ઇંગ્રેજોએ મુડકી, ફીરોજપુર, અલીવાલ અને સોબ્રાઓન આગળ હરાવ્યા. આખરે લાહોરના કરાર થયા તેમાં ઇંગ્રેજોને લડાઇના ખરચને પેટે કાશ્મીરને હજારા પરગણાં મળ્યાં.

**૨. બે સિખ વિગ્રહ**—૧૮૪૮. એ વિગ્રહ મુલતાનના સૂબા લાલામૂળરાજ તથા ઇંગ્રેજ વચ્ચે થયો. એનું કારણ એકે લાલા મૂળરાજે વિશ્વાસઘાત કરી બે ઇંગ્રેજ અમલદારોને મારી નાખ્યા. તેથી એ વિગ્રહ ઉઠયો. એમાં લાલા મૂળરાજ તથા શેરશિંગને તેનો બાપ છત્ર-શિંગ વિગેરે સરદારો હતા. તેમના સામા એડવર્ડ તથા લાર્ડ ગફ ઇં-ગ્રેજ સરદારો હતા. એ વિગ્રહમાં કનેરી, સદુસામ, રામનગર, ચીલી-અનવાળા અને ગૂજરાત આગળ લડાઇઓ થઇ તેમાં ચિલિયનવાળાની લડાઇમાં ઇંગ્રેજોના ૨૪૦૦ માણસ મુઆં પણ પછીથી ગુજરાત ગા-મની લડાઇમાં ઇંગ્રેજો જીત્યા ને પંજાબ પ્રાંત ખાલસા કર્યો. ૧૮૪૯

**બીજાવિગ્રહો**—ઇંગ્રેજોને ૧૮૪૦ માં ને ૧૮૫૭ માં ચીન જોડે બે વિગ્રહ થયા તેમાં ઇંગ્રેજો જીત્યા તથા ૧૮૫૭ માં ઇરાન જોડે અને ૧૮૬૪ માં ભૂતાન જોડે વિગ્રહ થયા તેમાં પણ ઇંગ્રેજોની જીત હતી. વળી ૧૮૧૭ માં પિંડારાને જીતી ઇંગ્રેજોએ તેમનો સમુળો નાશ કર્યો હતો.

---

## ઇતિહાસમાં સંક્ષેપથીલખેલા પ્રખ્યાત માણસોની હકીકત.

**તારાબાઈ**—એ મરેઠી રાજ્ય સ્થાપનાર શિવાજી મહારાજના બીજા દીકરા રાજારામની સ્ત્રી હતી. એ બહાદુર હતી. એણે પો-તાના બાળ દીકરા શિવાજીના તરફથી રાજ્ય ચલાવી ઔરંગઝેબ જેવા જબરા પાદશાહ સામી ટક્કર ઝીલી તથા શાહુ મહારાજના સામી થઇ મરેઠી રજ્યનો ભાગ પડાવ્યો. એની ગાદી સતારામાં હતી.

**અહલ્યાબાઇ**—એ હોલકરના રાજ્યનો મૂળ પુરૂષ જે મલ્હા-રરાવ તેના દીકરા ખંડેરાવની સ્ત્રી હતી. એ નાનપણમાં રાંડી હતી. એ બાઇ બહાદુર, પતિવ્રતા અને ધર્મિષ્ટ હતી. રાજ્યનો વારસ કોઇ ન હોવાથી એણે તુકાજીરાવ હોલકરને ખોળે લેઇ રાજ્ય ચલાવ્યું. એ ઇન્સાફનું કામ પોતે જાતે કરતી. એ ઘણી ધર્માત્મા હતી તેથી અ-

ઘાપી લોકો એને સંભારે છે.

**નાના ફડનવીસ**—એ રાજ્ય વિદ્યામાં ઘણો ખબડદાર હતો. પણ લડાઇના કામમાં બહાદુર નહોતો. પેહેલા માધવરાવ પેશ્વાના દરબારમાં સાડાત્રણ ડાહ્યા હતા તેમાંનો એ અડધો હતો. એ ઘણો અકલવાન ને લાંબી નજરવાળો હતો. એ જીવ્યો ત્યાંસુધી પેશ્વાઇ રાજ્યને ઇંગ્રેજ રાજ્યને આધીન થવાદીધું નથી. એ પેહેલા માધવરાવનો સરદાર ને બીજા માધવરાવનો દીવાન હતો. એણે પેહેલા મરેઠી વિગ્રહમાં બહાદુરી કરી રઘુનાથરાવને હાથ પેશ્વાઇ જતાં અટકાવી.

**બાપુ ગોખલે**—એ છેલા બાજીરાવ પેશ્વાનો સેનાપતી હતો. એ બહાદુરને હિંમતવાન હતો. બાજીરાવે એની સલાહ પ્રમાણે ન કર્યું તેથી રાજ્ય ખોયું. એના ના કહેવા છતાં બાજીરાવ કોરેગામ ખડકી અને આસ્ટીની લડાઇમાંથી નાઠો. તોપણ એ છેવટ સુધી લડયો ને આસ્ટીની લડાઈમાં મરાયો. ૧૮૧૮.

**નાદીર શાહ**—એ ઇરાનનો પાદશાહ હતો. એણે કાબુલ જીતી ૧૭૩૯માં હિંદ ઉપર ચડાઇ કરી તેમાં દિલ્લી લુંટીને કરોડો રૂપીઆનું ધન લઇ ગયો,

**અહમદ દુરાની**—એ નાદીરશાહનો સરદાર હતો. નાદીર મુવા પછી એણે અફગાનીસ્તાનની ગાદીએ બેસી સન ૧૭૪૭ થી ૭ વાર હિંદ ઉપર ચડાઇઓ કરીને મથુરાં વિગેરે લૂટી ધન લેઇ ગયો. એણે ૧૭૬૧ માં પાણીપતમાં મરેઠાને હરાવ્યા હતા.

**મહારાણી વિકટોરીઆ**—હિંદુસ્તાનનાં સેનશાહબાનું. એમનો જન્મ સન ૧૮૧૯ના મે માસની તા. ૨૪મીને રોજ થયો. એ ૧૮૩૭ના જુનની તા. ૨૦ મીએ ઇંગ્લાંડની ગાદીએ બેઠાં ને ૧૮૫૮ માં હિંદુસ્તાનનું રાજ પોતાના હાથમાં લીધું. તે પછી ૧૮૭૭માં એમણે "કૈસરેહિંદ" નું પદ ધારણ કર્યું. એમને રાજ કરતાં ૫૦ વરસ થયાં તેનો

" જ્યુબીલી " ઓચ્છવ ૧૮૮૭ માં અને ૬૦ વરસ થયાં તેનો " ડાય-મંડજ્યુબીલી " ઓચ્છવ ૧૮૯૭ માં ઇંગ્રેજી રાજમાં સર્વ ઠેકાણે થયો.

**કલાઇવ**—આર્કાટને પ્લાસીની લડાઇ જીતી. ઇંગ્રેજી રાજ્યનો પાયો નાખનાર એ વિરપુરૂષ હતો. એનો જન્મ ૧૭૨૪માં થયો. એ ૧૭૪૪ માં પહેલો વેપારખાતાની નોકરી લેઇ હિંદમાં આવ્યો. પણ એ નોકરી પસંદ નહીં પડવાથી એ લશ્કરખાતામાં રહ્યો. ત્રીચીનાપોલીનો ઘેરો ઉઠાડવા ચંદાસાહેબની રાજ્યધાની આર્કાટ ઉપર ચડાઇ કરવાની સલાહ એણે બતાવી ને એણે પોતે ચડાઇ કરી. તેમાં જય મળવાથી એ વખાણાયો. એ બહાદુર, અકલવાળો, કપટી અને દગાખોર હતો. એ કારકુનથી ઉંચે દરજ્જે ચડતાં છેક ગવર્નરની પદ્વિએ પહોંચ્યો હતો.

**ડુપ્લી**—એ ફ્રેંચ લોકોનો સરદાર હતો. એ ૧૭૩૧માં પેહેલો હિંદમાં આવ્યો ને ૧૭૪૨માં પાંદીચેરીનો ગવર્નર થયો. એ ઘણો અભિમાની ને ફુલણીઓ હતો. એણે નિઝામને તથા ચંદાસાહેબને ગાદીએ બેસાડી હિંદમાં ફ્રેંચ સત્તા સ્થાપી. ઇંગરેજ રાજનો પાયો નાખનાર જેમ કલાઇવ હતો તેમ ફ્રેંચ રાજનો પાયો નાખનાર ડુપ્લી હતો. એ પણ કલાઇવ જેવો કપટી અને દાવપેચી હતો.

**લાલા**—એ પણ ફ્રેંચ ગવર્નર હતો. એ ૧૭૫૮માં હિંદમાં આવ્યો, એ અવિચારીને મુર્ખ હતો, એણે વગર વિચારે ઇંગરેજ સામે બાથ બીડી તેમનું ફોર્તસેંત દેવીદ જીત્યું. પણ આખરે સલાહ થઇ તથા એનો સરદાર બુસી ૧૭૬૦માં વાંદેવાસની લડાઇમાં હાર્યો. એના વખતમાં હિંદમાં ફ્રેંચ સત્તા પડી ભાગી તેથી એને ફ્રાન્સમાં ૧૮૬૬ માં ફાંસીએ દીધો.

**બુસી**—એ ડુપ્લી તથા લાલીના વખતમાં ફ્રેંચ સેનાપતી હતો. એ બહાદુર ને લડવાઇઓ હતો. એણે ડુપ્લીના વખતમાં નિઝામ મુજફરજંગને ગાદીએ બેસાડી તેના રાજમાં ફ્રેંચ સત્તા સ્થાપી તથા ૧૭૬૦માં સરઇ-

ફ્રૂટ જોડે વાંદેવાસની લડાઇ કરી તે પછી એણે મછલીપટણ અને ઉત્તર સરકાર મેળવ્યાં તથા મ્હૈસૂર લડાઇમાં હૈદરને મદદ કરી હતી.

**નિજામ મુલ્લમુલ્ક**—એનું બીજું નામ અસોફજા અથવા ચીનકીલીચખાં હતું. એણે હૈદ્રાબાદમાં ૧૭૨૦ માં નિજામનું રાજ સ્થાપ્યું. એને બાજીરાવે ભોપાળ આગળ હરાવ્યો હતો.

**નાસીરજંગ ને મુજફ્ફરજંગ**—એ બંને નિજામ મુલ્લમુલ્કના દીકરા હતા. નિજામ ૧૭૪૮ માં મરી ગયા પછી નાસીરજંગ ગાદીએ બેઠો, તેને ફ્રેંચ સરદાર ડુપ્લીની મદદથી મુજફ્ફરજંગે ઉઠાડી મુકયો પણ મુજફ્ફરજંગને ગાદીએ બેસવા જતાં કોઇએ મારી નાંખ્યો તેથી બુસીએ ફરી નાસીરજંગને બેસાડ્યો. ૧૭૫૦.

**સુરાજ ઉદ્દવલ્લા**—એ બંગાળાનો નવાબ. મૂર્ખને અવિચારી હતો. એણે ઇંગ્રેજોના ૧૪૬ માણસને કલકત્તામાં સાંકડીઓરડીમાં પુર્યા તેમાં ૧૩૩ મરી ગયાં તેથી ક્લાઇવે ૧૭૫૭માં તેને પ્લાસીની લડાઇમાંહરાવ્યો.

**મીરજાફ્ફર**—એ સુરાજઉદ્દવલ્લાનો સેનાપતિ હતો પણ પ્લાસીની લડાઇમાં ફુટી ઇંગ્રેજોને મળ્યો હતો તેથી કલાઇવે તેને સુરાજઉદ્દવલ્લાની ગાદી આપી. પછીથી તે નિમકહરામ થઇ વલંદાના પક્ષમાં ગયો તેથી ક્લાઇવે ચીન્સુરા આગળ વલંદાને હરાવ્યા. તે પછી ૧૭૬૦ માં એનાથી પોતાના ફોજનો પગાર ન અપાયો તેથી ઇંગ્રેજોએ તેને ઉઠાડી તેના ધનવાન જમાઈ મીરકાસીમને ગાદીએ બેસાડ્યો. મીરકાસીમે બલવો કર્યાથી તેની ગાદી ફરી પાછી મીરજાફ્ફરને આપી. ૧૭૬૩.

**મીરકાસીમ**—ઈંગ્રેજ નોકરોએ ખાનગી માલનું હાંસલ ન આપ્યું તેથી તથા ઇંગ્રેજોથી સ્વતંત્ર થવા મીરકાસીમે બલવો કર્યો. તેને ઇંગ્રેજોએ ઘેરીયા આગળ ને તેના મદદગાર સુજાઉદ્દવલ્લા તથા શાહઆલમને પટણા તથા બકસર આગળ હરાવ્યા. ૧૭૬૩-૧૭૬૪.

**ચૈતયસિંગ**—એ કાશીનો રાજા. તેની પાસે લાર્ડ હેસ્ટિંગ્સે

લડાઇના ખરચની મદદમાં પાંચલાખ રૂપિયા માગ્યા પણ તે તેણે આપ્યા નહીં તેથી હેસ્તિંગ્સે એના ઉપર ચડાઇ કરી તેને કેદ કર્યો ને કાશીની ગાદી તેના ભત્રીજાને વધારે ખંડણી આપવાની સરતે આપી.

**સરઇકુટ**— એ ઇંગ્રેજ સરદાર હતો. એ ઘણો બહાદુર હતો. એ વાંદેવાસમાં ફ્રેંચો જોડે અને ચીલામબ્રમ, પોર્તોનોવો અને પોલીલોર તથા શોલીંગર આગળ હૈદર સાથે લડ્યો હતો. તેમાં ચીલામબ્રમની લડાઇમાંજ માત્ર તે હાર્યો હતો. બાકીની બધી લડાઇઓમાં તે જીત્યો હતો

**સર આર્થર વેલેસ્લી**—એ માર્નિંગટન અથવા વેલેસ્લીય ગવર્નર જનરલનો ભાઇ થાય. એને આગળ જતાં ડયુક ઓફ વેલીંગટનનો માલકાબ મળ્યો હતો. એણે ૧૭૯૯ માં ટિપુની સાથેની લડાઇમાં બહાદુરી કરી તથા ટિપુના રાજની વ્યવસ્થા કરી અને કાવેરી નદી ઉપર પુલ બાંધ્યો. તે પછીથી બીજા મરેઠી વીગ્રહમાં આસાઈ અને આરગામ આગળ સિંધીઆ તથા ભોંસલાને હરાવ્યા. ૧૮૦૩.

**સરજોન માલાકમ**—એ ઇંગ્રેજ સરદાર હતો. એ સલાહ કરવામાં કાબેલ હતો. તેણે ૧૮૦૪ માં સિંધિઆ અને ભોંસલા સાથે તથા ૧૮૦૮માં ઇરાન સાથે ને ૧૮૧૮ માં પેશ્વા સાથે સલાહ કરી.

**જનરલ ઔટ્રામ**—એ ઇંગ્રેજ સરદાર. એણે ઇરાનની લડાઇમાં ને લખનોરના બંડમાં બાહાદુરી કરી હતી. ૧૮૫૬ તથા ૧૮૫૭.

**લાર્ડલેક**—એ ઇંગ્રેજ સરદાર એણે ૧૮૦૩માં દિલ્લીને લાસવારી આગળ સિંધિઆને અને ૧૮૦૪માં ફરૂકાબાદ આગળ હોલકરને હરાવ્યા.

## કંપનીના પટાના ફેરફાર.

(૧) ૧૬૦૦ માં કંપનીને હિંદમાં વેપાર કરવાની સનદ મળી.
(૨) ૧૭૭૩ માં રેગ્યુલેટીંગ આકટથી કંપનીને રાજ્ય સત્તા મળી.
(૩) ૧૬૮૪ માં પીટના ઇંડિઆ બીલથી કંપનીના કામ ઉપર બોર્ડ ઓફ કંટ્રોલ નામે સભા ઇંગ્લાંડમાં નીમાઈ ને કંપનીના પટાની મુદત

૨૦ વરસની ઠરાવી. (૪) ૧૮૧૩ માં લાર્ડ મિન્ટોના વખતમાં એ વિસ વરસ પૂરાં થવાથી સનંદમાં ફેરફાર થયો ને કંપનીને હિંદમાં વેપાર કરવાનો બંધ પડાવ્યો તથા રાજ્યમાં વધારે લક્ષ દેવા ઠરાવ્યું. માત્ર કંપની ચીનમાં વેપાર કરે. (૫) ૧૮૩૩ માં ફરી ૨૦ વરસ પુરાં થવાથી કંપનીએ બીલકુલ વેપાર બંધ કરવો ને માત્ર રાજ્યમાં લક્ષ રાખવું એમ ઠરાવ્યું. (૬) ૧૮૫૩ માં બીજાં ૨૦ વરસ પુરાં થયાથી છઠ્ઠીવાર ફેરફાર થયો. એમાં કંપનીના ડાયરેકટરો ૩૦ હતા તે ઘટાડી ૧૮ કર્યા ને પટાની હદ પાર્લામેંટની મરજી ઉપર ઠરાવી. (૭) ૧૮૫૮ માં છેલ્લો ફેરફાર થયો તે એકે કંપની પાસેથી રાજ્ય સત્તા પાર્લામેંટે લેઈ લીધી ને રાજાના નામથી સિક્કા પાડ્યા.

## રાજકીય આકટો (કાયદા).

(૧) ૧૭૭૩ માં રેગ્યુલેટીંગ આકટ થયો. તેથી કંપનીને રાજ સત્તા મળી ને આખા હિંદુસ્તાનને માથે એક ગવર્નર જનરલ નીમાયો તથા કલકત્તામાં સુપરિમ કોર્ટ સ્થપાઇ. (૨) ૧૮૩૩ ના કાયદાથી કંપનીને વેપારની મનાઇ કરવામાં આવી તથા ચીનને હિંદમાં સર્વે ઇંગ્રેજોને વેપાર કરવાની છૂટ આપી ને કાયદા સુધારવા લો કમીશન નિમાયું તથા કેટલાક સુધારા થયા. (૩) ૧૮૫૮ ના કાયદાથી કંપનીનું રાજ ઇંગ્લાંડની ગાદીને તાબે આવ્યું. ને ગવર્નર જનરલને વાઇસરાયનો ખેતાબ મળ્યો. (૪) ૧૮૬૧ ના કાયદાથી ગવર્નર જનરલની અને મુંબઇ તથા મદ્રાસની કાયદા બાંધનારી કૌંસલમાં ખાનગી ગૃહસ્થો દાખલ થયા. (૫) ૧૮૬૧ ના બીજા કાયદાથી સુપિરિમ કોર્ટોને ઠેકાણે હાઇકોર્ટો સ્થપાઇ.

## રાજકીય બીલો.

(૧) ૧૭૮૩ માં ફોકસનું બીલ રજું થયું. તેમાં એવી મતલબ હતી કે કંપની માત્ર વેપાર કરે ને રાજકારભાર પાર્લામેંટ ચલાવે.

પણ તે નામન્જુર થયું. (૨) ૧૭૮૪ માં પીટનું બીલ મંજુર થયું. તેથી કંપનીના ડાયરેક્ટરો ઉપર દેખરેખ રાખવા ઇંગ્લાંડમાં "બોર્ડ ઓફ કંટ્રોલ" નામની સભા સ્થપાઇ ને કલકત્તાની કૌન્સિલમાંથી એક મેમ્બર ઓછો થયો ને મુંબાઇ તથા મદ્રાસમાં પણ કૌંસલો ઠરાવી. (૩) ૧૮૮૩ માં લાર્ડ રિપનના વખતમાં ઇલબર્ટ બિલ રજુ થયું. તેમાં મુખ્ય બાબત એ હતી કે દેશી જડજો યુરોપીયનોનો ઇન્સાફ કરે. એ બીલ કેટલાક ફેરફાર સાથે મન્જુર થયું.

## હિંદ ઉપર પરદેશીઓએ કરેલી ચડાઇઓ.

(૧) ઇ. સ. પૂ. ૫૧૫ માં ઇરાનના દરવેસગુસ્તાસ્પેએ ચઢાઇ કરી સિંધુ આગળનો કેટલોક ભાગ જીત્યો. (૨) ઇ. સ. પૂ. ૩૨૭ માં ગ્રીસ દેશના મહાન સિકંદરે ચઢાઇ કરી પંજાબના પૌરવને હરાવ્યો. (૩) ઇ. સ. પૂ. ૧૦૦થી ઇ. સ. ૫૦૦ સુધી સીથીઅનલોકે હુમલા કર્યા. (૪) ઇ. સ. પૂ. ૧૮૧થી ૨૦ વરસ બાકત્રીઅન લોકે ચડાઇઓ કરી. (૫) ઈ. સ. ૭૧૨માં મહમદકાસમે ચઢાઈ કરી સિંધના દાહીરને હરાવ્યો. (૬) ઇ. સ. ૯૭૭ માં અફગાનીસ્તાનના સબક્તગીને લાહોર ઉપર ચડાઇ કરી જયપાળને હરાવ્યો. (૭) ઇ. સ. ૧૦૦૧ થી મહમદ ગજ્નવીએ ૧૭ સ્વારીઓ કરી. (૮) ઇ. સ. ૧૧૭૬ થી મહમદ ગોરીએ ૯ સ્વારીઓ કરી. (૯) ઇ. સ. ૧૨૧૨ માં મુગલ સરદાર જંઘીસખાં સિંધુ સુધી આવ્યો હતો. (૧૦) ઇ. સ. ૧૨૯૭ થી ૧૩૦૪ સુધી મુગલ લોકોએ અલાઉદીનના રાજ્યમાં ૭ હુમલા કર્યા. (૧૧) ઇ. સ. ૧૩૯૮ માં બીન મહમદ તગલખના વખતમાં તૈમુરલીંગ આવ્યો ને દિલ્લિ લૂટી ખરાબી કરી. (૧૨) ઇ. સ. ૧૫૨૬ માં ઇબ્રાહીમલોદીના વખતમાં બાબર આવ્યો (૧૩) ઇ. સ. ૧૭૩૯ માં મહમદ મોગલના વખતમાં ઇરાનનો નાદીરશાહ આવ્યો. (૧૪) ઈ. સ. ૧૭૪૭ થી અબદલ્લી જાતના અફગાનીસ્તાનના અહમદ દુરાનીએ ૭ સ્વારીઓ કરી.

## ઇંગ્રેજ સરકારને હિંદમાં મળેલો મુલક.

**મદ્રાસ**—ચંદ્રગિરીના રાજા પાસેથી ૧૬૩૯ માં વેચાણું લીધું. **મુંબાઇ**—ઇંગ્લાંડના રાજાને પોર્તુગીઝે ૧૬૬૧માં પેરામણીમાં આપ્યો. **બંગાળા, બહાર ને ઉત્તર ઓઢીઆ**—દિલ્લીના પાદશાહ પાસેથા ૧૭૫૮ માં બક્ષીસ મળ્યા. **દક્ષિણ ઓઢીઆ**—નિજામને હરાવી ૧૭૬૫ માં લીધો. **ઊત્તર સરકાર**—નિજામ પાસેથી ૧૭૬૫ માં સલાહમાં મળ્યો. **મલબાર**—ટિપુ સાથેની સલાહમાં ૧૭૯૨ માં મળ્યો. **મ્હેસૂર**—ટિપુની સાથેની ૧૭૯૯ ની લડાઇમાં મળ્યો. **વાયવ્યપ્રાંતો**—એમાંનો કેટલોક ભાગ અયોધ્યાના નવાબ પાસેથી ૧૮૦૧ માં લસ્કરના ખરચને પેટે મળ્યો ને બાકીનો ૧૮૦૩ માં સિંધિઆ જોડે સલાહમાં મળ્યો. **કર્ણાટક**—એ દેશમાં અંધેર ચાલવાથી ૧૮૦૧ માં કર્ણાટકના નવાબ અને તંજાવરના રાજાને પેન્સન આપી ખાલસા કર્યો. **બાલાઘાટ**—લસ્કરના ખરચને પેટે નિજામ પાસેથી ૧૮૦૧ માં મળ્યો. **પાવાગઢ ને ભરૂચ**—સિંધિઆ પાસેથી લડાઇમાં ૧૮૦૩ માં મળ્યાં. **મધ્યપ્રાંતો**—એમાંનો કેટલોક ભાગ ૧૮૦૩ માં સિંધિઆ ને ભોંસલાની સંધીમાં મળ્યો ને બાકીનો ૧૮૫૩ માં ભોંસલા અપુત્ર મુવાથી ખાલસા કર્યો. **લંકા**—વલંદા પાસેથી ૧૮૧૬ માં સલાહમાં મળ્યો. **ગજરાત**—બાજીરાવ પેશ્વાનું રાજ જીતવાથી તાબામાં આવ્યો. **મહારાષ્ટ્ર**—બાજીરાવ પેશ્વાને હરાવી ૧૮૧૮ માં લીધો. **આસામ, આરાકાન અને તિનાસરીમ**—બ્રહ્મ દેશની લડાઇ થવાથી ૧૮૨૬ માં સલાહમાં મળ્યા. **કુર્ગ**—રાજમાં અંધેર ચાલવાથી ૧૮૩૪ માં ખાલસા કર્યો. **સિંધ**—સિંધના અમીરો પાસેથી ૧૮૪૩ માં જીતી લીધો. **સતારા**—વારસ ન હોવાથી ૧૮૪૯ માં ખાલસા કર્યો. **પંજાબ**—બીજા સીખ વિગ્રહમાં સિખ લોકોને હરાવી ૧૮૪૯ માં ખાલસા કર્યો. **ઝાંસી અને**

**નાગપુર**—વારસ ન હોવાથી ૧૮૫૩ માં ખાલસા કર્યો. **પેગુ**—બ્રહ્મીઓને બીજા બ્રહ્મી વિગ્રહમાં હરાવી ૧૮૫૩ માં ખાલસા કર્યો. **વરાડ**—નિઝામ પાસેથી મદદગારી સૈન્યના ખરચને પેટે ૧૮૫૩ માં મળ્યો. **અયોધ્યા**—રાજ્યમાં અંધેર ચાલવાથી ૧૮૫૩ માં ખાલસા કર્યો. **પંચમહાલ**—સિંધિઆ પાસેથી બદલામાં ૧૮૬૧ માં મળ્યો. **શુદ્ધબ્રહ્મદેશ**—રાજ્યમાં અંધેર ચાલવાથી ૧૮૮૬ માં ખાલસા કર્યો.

---

# हिंदनी इंग्रेजी राज्य पद्धति.

**હિંદનું રાજ્ય**—ઇંગ્લાંડની મહારાણી વિકટોરીયાના તાબામાં છે. એ મહારાણીવતી ઇંગ્લાંડમાં હિંદખાતાનો પ્રધાન ( સ્ટેટ સેક્રેટરી ) છે તે હિંદ ઉપર અમલ ચલાવે છે.

**મંત્રી મંડળ**—સ્ટેટ સેક્રેટરી અને બીજા સભાસદો મળી એક મંત્રીમંડળ થાય છે, તેને કૌન્સિલ કહે છે. દરેક કામના કૈન્સિલમાં વધારે મતે ઠરાવ કરવામાં આવે છે. પરંતુ તાકીદે કરવાના કામમાં અને રાજકીય પત્ર વ્યવહારમાં તથા રાજના છાના કામમાં સ્ટેટ સેક્રેટરીને પોતાની કૌન્સિલને પુછવું પડતું નથી.

**વાયસરાય અથવા ગવર્નર જનરલ**—એમની નીમનોક ગાદીપતી કહે છે. એમની મુદત પાંચ વરસની છે. તે હિંદમાં રહે છે. ગવર્નર જનરલને પણ કૌન્સિલ છે, તેને ગવર્નર–જનરલ–ઇન–કૌન્સિલ કહેછે. એ કૌન્સિલને હિંદમાં સર્વોપરી સતા છે. પરંતુ તે ઇંગ્લાંડના સ્ટેટ સેક્રેટરીના તાબામાં છે. વાયસરાય પોતાની કૌન્સિલના ઘણા મત પ્રમાણે કામ કરે છે તથાપી કેટલીક અગત્યની બાબતમાં સ્વતંત્ર પણે વર્તવાની પણ તેને છુટ છે. હિંદમાં કાયદા પ્રમાણે અમલ કરવાનો દરેક હુકમ ગવર્નર-જનરલ–ઇન-કૌન્સિલને નામે નીકળે છે. ગવર્નરજનરલની કૌન્સિલ **બે** પ્રકારની છે. **એક** રાજ વહીવટ કરનારી અને બીજી કાયદા **કરનારી.**

**રાજય વહીવટ કરનારી કૌન્સિલ**—એમાં ગવર્નરજનરલ અને બીજા ૭ સભાસદ હોય છે. એ કૌન્સિલ અઠવાડીઆમાં એકવાર નીયમસર મળે છે. તેમાં પરરાજ્યો જોડે વર્તવાની બાબતો વિષે અને દેશના અંદરના કારભારને લગતી બાબતો વિષે ચર્ચા કરી નિશ્ચે કરે છે. આ સભાસદો કાયદા કરનારી સભામાં મૂકવાના કાયદાના ખરડા તૈયાર કરે છે તથા રાજ્યનાં ખાતાવાર કામ જેવાં કે પરરાજ્ય જોડે વર્તવાનું ખાતું, વસુલાત ખાતું, લશ્કરી ખાતું, અને સરકારી બાંધ કામ ખાતું ઇત્યાદિ ખાતાં માંહોમાંહે વહેચીલેછ કરે છે. પરરાજ્યો જોડે અને મંડળીક રાજ્યો જોડે કામકાજ કરવાનુ ખાતું વાયસરાયના હવાલામાં હોય છે.

**કાયદા કરનારી કૌન્સિલ**—ઉપરની કૌન્સિલમાં જે મેમ્બરો હોય છે તે એમાં હોય છે. તે ઉપરાંત જે પ્રાંતમાં એ સભા મળે છે, તે પ્રાંતનો ગવર્નર અને બીજા ગવર્નરજનરલે નીમેલા સરકારી કામદારો અને યુરોપીયન ખાનગી ગૃહસ્થો હોય છે. પરંતુ તે સંખ્યા બારથી વધારે હોતી નથી. કાયદા કરનારી કૌન્સિલ વિશેષે કરી અઠવાડીઆમાં એકવાર મળે છે. એમના કરેલા કાયદાના ખરડા ઇલાકાની સરકારો ઉપર પ્રથમ વિવેચન માટે મોકલવામાં આવે છે ને પછી મંજુર થયે અમલ કરવામાં આવે છે.

**હિંદના રાજકીય ભાગ**—રાજકારભારના અર્થે હિંદના બાર ભાગ પાડેલા છે, તેમાં મુંબાઇ ને મદ્રાસ ઇલાકો ગવર્નરના તાબામાં છે. બંગાળા ઇલાકો, પંજાબ પ્રાંત અને વાયવ્ય પ્રાંત લેફ્ટેનન્ટ ગવર્નરના તાબામાં છે, અયોધ્યા પ્રાંત, મધ્ય પ્રાંતો, બ્રહ્મદેશ અને આસામ એ ચીફ કમીશનરના તાબામાં છે. વરાડ પ્રાંત, અજમેર અને કુર્ગ એ કમીશનરના તાબામાં છે.

**પ્રાંતિક કૌન્સિલો**—મુંબાઇ તથા મદ્રાસ ઇલાકાને માટે તથા

બંગાળાને વાયવ્ય પ્રાંતોને માટે પણ કાયદા કરનારી પ્રાંતિક કૌન્સિલો હોય છે. એ કૌન્સિલોના મેમ્બરોને ઇલાકાની તથા પ્રાંતની સરકારો નીમે છે. એ કૌન્સિલો પોતાના ઇલાકાના અને પ્રાંતોને લગતી બાબતો વિષે માત્ર કાયદા કરી શકે છે અને તેમણે ઠરાવેલા કાયદાને માટે ગવર્નર જનરલની મંજુરી લેવી પડે છે.

**ગવર્નર જનરલથી ઉતરતા દરજ્જાના અમલદારો**—એમનાથી ઉતરતા દરજ્જાના અમલદારોમાં ગવર્નરો, લેફ્ટેનંટ ગવર્નરો, ચીફકમીશનરો અને કમીશનરો હોય છે. તેઓ ગવર્નર જનરલને આધીન રહી પોતાને સોંપેલા મુલક ઉપર અમલ કરેછે.

**ન્યાયની હાઈકોર્ટો**—મુંબાઇ, મદ્રાસ, બંગાળા અને વાયવ્ય પ્રાંતોમાં ન્યાયની એક એક હાઈકોર્ટ છે. તેની સત્તા દીવાની અને ફોજદારી કામોમાં સર્વોપરિ છે. પરંતુ તેના દિવાની ચુકાદા ઉપર ઇંગ્લાંડની પ્રિવિકૌન્સિલની જુડીસીયલ કમીટીને છેવટની અપીલ થઈશકેછે.

**હિંદનાં દેશી સંસ્થાનો**—નાનાં મોટાં હિંદમાં સેંકડો દેશી સસ્થાનો છે પરંતુ મુખ્ય સંસ્થાનો ૬૦ કરતાં વધારે નથી. સૌથી મોટાં સંસ્થાનો, હૈદ્રાબાદ, કાસ્મીર, નેપાળ, જોધપુર, ગોવાલીયર, મ્હૈસૂર, ઇંદોર, વડોદરા, પટીઆળા, ત્રાવણકોર તથા વિકાનેર અને જેસલમીર છે.

**દેશી સંસ્થાનોના ભાગ**—દેશી સંસ્થાનોના બાર ભાગ છે. તેમાંના રજપૂત સંસ્થાન, હૈદ્રાબાદ, મધ્યહિંદ એજનસી, બુંદેલખંડ, વડોદરા, મ્હૈસૂર અને મણીપુર એ છ ગવર્નર જનરલને તાબે છે. તથા બાકીનાં છ મુંબાઇ, મદ્રાસ, બંગાળા, પંજાબ, વાયવ્યપ્રાંત અને મધ્ય પ્રાંત તાબેનાં દેશી સંસ્થાનો સ્થાનીક સરકારના તાબામાં છે.

**દેશી સંસ્થાનોની પ્રજા**—દેશી સંસ્થાનના કોઇ પણ રાજકર્તાને લડાઇ કરાવની [illegible] ઠરાર કોલ કરવાની સત્તા નથી તથાપી બીજી બાબતો[illegible] ઠરઠનો પાતાના સંસ્થાનોમાં ઓછે વધતો

અખિકાર આપેલો હોય છે. દરેક સંસ્થાનમાં અંગ્રેજ સરકાર તરફથી રેસિડેન્ટ કે પોલિટિકલ એજંટ રહે છે. તેની મારફત સરકાર જોડે સઘળું કામકાજ તેઓ કરે છે.

**પ્રાંતો**—નૉનરેગ્યુલેશન અને રેગ્યુલેસન એ બે પ્રકરના પ્રાંતો છે. કૌન્સિલોમાં ઠરેલા કાયદાથી કેટલાક પ્રાંતો બાતલ રાખેલા છે તેને નૉનરેગ્યુલેસન પ્રાંત કહે છે. જેવાકે મુંબાઇ ઇલાકામાં સિંધ પ્રાંત છે. તેમજ મધ્ય પ્રાંતો, આસામ અને બ્રહ્મદેશ નૉનરેગ્યુલેસન પ્રાંતો છે.

**જિલ્લો ( ડિસ્ટ્રિક્ટ )**—રેગ્યુલેસન અને નૉનરેગ્યુલેસન પ્રાંતોના જિલ્લામાં વિભાગ કર્યા છે. રેગ્યુલેસન પ્રાંતના જિલ્લાના મુખ્ય અખિકારીને કલેકટર ને માજીસ્ટ્રેટ કહે છે. અને નૉન રેગ્યુલેસન પ્રાંતના જિલ્લાના મુખ્ય અખિકારીને ડેપ્યુટી કમીશનર કહે છે.

**કલેકટર ને માજીસ્ટ્રેટ**—એમને કરવાનાં કામ બે પ્રકારનાં છે એક જમીનનું મેહેસૂલ ઉઘરાવવાનું અને બીજું ફોજદારી કામને લગતા તથા મેહેસૂલને લગતા અસલદાવા તથા તે ઉપરની અપીલો ચૂકાવાનું છે. એ વિના એમને પોતાના જિલ્લાની પોલીસ, તુરંગ, મ્યુનીસીપાલેટીઓ, કેળવણી, રસ્તા, આરોગ્યતા, દવાખાનાં, સ્થાનીક કરવેરા અને અખિરાજ્યનું મેહેસૂલ એ સર્વ બાબતો વિષે અતિશે કાળજી રાખવી પડે છે. કલેકટરને મદદ કરવા આસીસ્ટંટ કલેકટરો અને ડેપ્યુટી કલેકટરો હોય છે. એમને પણ માજીસ્ટ્રેટોના અધિકાર હોયછે. એમના પેહેલા બીજા અને ત્રીજા એમ કલાસ પાડેલા હોય છે.

**કમીશનર**—કલેકટર ને માજીસ્ટ્રેટનાઉપરી અધિકારીને કમીશનર કહે છે, તેના તાબામાં અમુક જિલ્લાને તેને લગતી એજનસીઓ હોય છે. તેના ઉપર તથા કલેકટરોના કામ ઉપર તે દેખરેખ રાખે છે.

**મામલતદારો**—જિલ્લાના ભાગો પાડેલા હોય છે તેને બંગાળામાં પેટાવિભાગો, મુંબાઇને મદ્રાસ ઇલાકામાં તાલુકા અને ઉત્તર હિંદમાં

તહેસિલો કહે છે. એ પેટા વિભાગો, તાલુકા અને તહેસિલોના ઉપરી અધિકારીને મામલતદાર કહે છે. તેને વસુલાત ખાતાનો તથા માજી-સ્ટ્રેટનો અધિકાર હોય છે. મામલતદારના હાથ નીચેના અવલ કારકુનને પણ માજીસ્ટ્રેટનો અધિકાર હોય છે. મામલતદારોના પહેલો બીજો એમ વર્ગ બાંધ્યા છે. અને એ વર્ગ પ્રમાણે કેદ તથા દંડ કરવાનો તેમને આધકાર છે. દરેક ગામમાં વસુલાતનું કામ કરવા તલાટી અને ફોજદારી કામ કરવા મુખી પટેલ કે પોલીસ પટેલ હોય છે.

**દીવાની ખાતું**—આ ખાતામાં પેહેલા ને બીજા વર્ગના સબાર્ડિનેટ જડજો, સ્માલકાજ કોર્ટના જડજો, તથા આસીસ્ટંટ જડજો અને ડિસ્ટ્રીકટ જડજો હોય છે. એ અધિકારીઓ લેણુ દેણુ અને વારસાદિક દીવાની દાવા ચુકવે છે.

બીજા વર્ગના સબાર્ડીનેટ જડજોને એક હજાર રૂપીઆ સુધીના દાવા ચુકવવાનો અખત્યાર છે ને પેહેલા વર્ગના સબાર્ડિનેટ જડજોને હજાર ઉપરાંતના તમાંમ દાવા ચુકવવાનો અધિકાર છે. એમના ચુકાદા ઉપર ડિસ્ટ્રિકટ જડજોને અપીલ થાય છે અને કાયદાની તકરાર હોય તો ડીસ્ટ્રિકટ જડજોના ચુકાદા ઉપર હાઇકોર્ટને અપીલ થાય છે અને હાઇકોર્ટના ચુકાદા ઉપરની અપીલ ઇંગ્લાંડની પ્રિવિકૌન્સિલને થઇ શકે છે.

ફોજદારી કામોમાં મોટા અપરાધીઓનો ઇન્સાફ જડજો કરે છે. તેઓને ફાંસીની શિક્ષા કરવાનો પણ અધિકાર છે. મોટાં ફોજદારી કામના ઇન્સાફ કરવામાં જુરીઓ અને આસેસરો રાખવામાં આવે છે. જડજોના ચુકાદા ઉપર હાઇકોર્ટને અપીલ થઇ શકે છે.

સ્માલકાજ કોર્ટના જડજો નાની રકમના દાવા ચુકવે છે અને તેમના ચુકાદા ઉપર અપીલ નથી. તેમજ પહેલા વર્ગના સબ જડજને રૂ ૫૦૦ ) સુધીનો અને બીજા વર્ગના સબ જડજને રૂ ૫૦ ) સુધીનો દાવો ચુકવવાનો સ્માલકાજ કોર્ટનો અખત્યાર આપે છે ત્યારે તેઓના ફેસલા ઉપર પણ અપીલ નથી.

**પોલીસ ખાતું**—દરેક જિલ્લાને માટે પોલીસ ખાતું છે તેના ઉપરીને પોલીસ સુપરિન્ટેન્ડેટ કહે છે અને તેને મદદ કરનાર આસીસ્ટંટ પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ, પોલીસ ઇન્સ્પેકટરો અને ચીફકોન્સ્ટેબલો વિગેરે અધિકારીઓ છે. પોલીસનુંકામ રૈયતના જાન માલનું રક્ષણ કરવાનું તથા ગુના અટકાવવાનું અને તહોમતદારોને પકડી ઇન્સાફનેમાટે માજીસ્ટ્રેટોને સ્વાધિન કરવાનું છે. પોલીસના સઉથી ઉપરી અમલદારને ઇન્સ્પેકટર જનલ આવ્ પોલીસ કહે છે.

**લશ્કરી ખાતું**—મુંબાઇ તથા મદ્રાસ ઇલાકમાં એકેકું સૈન્ય છે. તેના ઉપરીને કમાંડર ઇનચીફ કહેછે. આખા હિંદના તમામ લશ્કરના ઉપરીને કમાંડર ઇન ચીફ આવ ધી આર્મિ આવ ઇન્ડિઆ કહેવામાં આવે છે. એ સેનાધિપતિ ગવર્નર જનરલની કૌન્સિલના મેમ્બર હોય છે ને તે ગવર્નર જનરલના તાબામાં છે.

**નૌકાસૈન્ય ખાતું**—પશ્ચિમે કેપ આવ ગુડ હોપથી પૂર્વે માગેલનની સામુદ્રધુનીસુધી ફરનાર વહાણોનું રક્ષણ કરવાને હિંદ સરકારે નૌકાસૈન્ય રાખ્યું છે તેના ઉપરીને નૌકાસૈન્યનો કમાંડર–ઇન–ચીફ કહે છે.

**એનજિનીઅર ખાતું**—સરકારી મકાનોની સંભાળ લેવી, નવાં મકાનો બાંધવાં તેમજ રસ્તા, રેલવે, નેરો, અને પુલો વિગેરે તમાંમ બાંધ કામને સારૂ એનજિનીઅર ખાતું છે. તેને પબ્લિક વર્કસ ડીપાર્ટમેન્ટ કહે છે. અને તેના ઉપરીને એનજિનીઅર કહે છે.

**કેળવણી ખાતું**—પ્રજાને વિદ્યાની કેળવણી આપવાનું કામ કરવાને કેળવણી ખાતું છે. એના સર્વથી ઉપરી અધિકારીને ડિરેકટર આવ્ પબ્લિક ઇન્સ્ટ્રકશન કહે છે. ઇંગ્રેજી ભાષાથી સામાન્ય કેળવણી આપવાને સ્કુલો અને કોલેજો છે. વૈદક વિદ્યા શીખવાને સારૂ મોટાં શહેરોમાં મેડીકલ કોલેજો છે. એનજિનીઅરિંગ કામ શીખવવાને એનજિનીયરિંગ કોલેજો છે. કાયદા શીખવવાને લૉ કલાસો અને

હુન્નર શીખવવાને હુન્નરશાળાઓ સ્થાપેલી છે. દેશી ભાષામાં કેળવણી આપવાનું કામ શીખવવાને ટ્રેનિંગ કાલેજો છે અને બાળકોને પ્રથમ કેળવણી આપવાને પ્રાથમીક કેળવણીની હજારો નિશાળો છે.

**વૈદક ખાતું**—સરકારી નોકરોને તથા રૈયતને ઓસડ કરવાને વૈદક ખાતું છે. શીળી કઢાડવાને શીતળા ખાતુ છે અને આરોગ્યતા સંભાળવાને શેનિટરી ખાતું છે.

**પોસ્ટ કે ટપાલ ખાતુ**—આ ખાતુ રૈયતના કાગળો, પુસ્તકો અને મનીઓરડરો વિગેરે એક જગાએથી બીજી જગાએ લેઇ જાય છે તથા પહોંચાડે છે અને રૈયતનાં બચાવેલાં નાણાં વ્યાજે રાખે છે તથા રૈયતને સારૂ સરકારી લોનો તથા પ્રોમેશરી નોટો ખરીદે છે. આ ખાતાના સૌથી ઉપરી અમલદારને ડિરેક્ટર જનરલ આવધી પોસ્ટ આફીસ આવ્ ઇન્ડિઆ કહેછે એમના તાબામાં પોસ્ટમાસ્તર જનરલોને પોસ્ટમાસ્તરો હોય છે.

**સેક્રેટેરીઅટ ખાતુ**— હિંદની રાજ્ય વ્યવસ્થામાં દરેક ગવર્નમેન્ટના તાબામાં સેક્રેટરિઅટ ખાતું છે. બધા હુકમોને ઠરાવો સેક્રેટરીઓની સહીથી બહાર પડે છે દરેક ખાતાના સેક્રેટરિઓ જૂદા જૂદા હોય છે. જેમકે પરદેશખાતાનો સેક્રેટરી, સ્વદેશ ખાતાનો સેક્રેટરી અને વસુલાત ખાતાનો સેક્રેટરી તથા લસ્કરખાતાનો સેક્રેટરી ઇત્યાદિ.

**બીજાંખાતાં**—તાર મારફત સદેશો પહોંચાડવાને તારખાતુ છે આગ ગાડીઓ ચલાવવાને રેલવેખાતું છે. જમીનની માપણી કરવાને માપણી ખાતુ છે. લસ્કરને ખોરાક તથા લૂગડાં પુરાં પાડવાને કામેશરી ખાતુ છે. નાણાં પાડવાનું ટંકશાળખાતું છે. અને મીઠું દારૂ વિગેરે ઉપર લેવાતી જગાતને સારૂ કસ્ટમ ખાતુ છે. એ વિના બીજાં અને કે ખાતાં સરકારી કામકાજને સારૂં છે.

**સમાપ્ત.**

# અગત્યની સૂચના.

જે માસ્તર સાહેબોની હજુરમાં આ ઇતિહાસ હાજર થાય તે માસ્તર સાહેબોએ એને સવિસ્તર નહિ તો બાબતવાર તો ખચીત એકવાર પહેલેથી છેડે સુધી બધો તપાસી જવા જોઇએ અને પછી એનો ઉપયોગ કરવો કે શી રીતે તેનો વિચાર કરવો.

## આ ઇતિહાસમાં આપેલી ઉપયોગી બાબતો.

૧. વંશાવળી (ગજનીવંશથી).
૨. સ્થળવાર લડાઇઓ.
૩. પાદશાહો, રાજાઓ અને ગવર્નર તથા ગવર્નર જનરલોએ કરેલા કામની સંક્ષેપ નોંધ.
૪. પાદશાહો, રાજાઓ અને અમલદારોના મુકાબલા.
૫. કોલ કરારો (તહનામાં.)
૬. વિગ્રહો (યુદ્ધો).
૭. પ્રખ્યાત માણસોની હકીકતો.
૮. કંપનીના પટાના ફેરફારો.
૯. રાજ્યકીય આકડા (કાયદા).
૧૦. રાજ્યકીય બોલો.
૧૧. હિંદ ઉપર આવેલા પરદેશીઓ અને તેનાં મુખ્ય કામ.
૧૨. હિંદમાં ઇંગ્રેજ સરકારને મળેલા મુલક (ક્યાં ને શી રીતે મળ્યા તે.)
૧૩. હિંદની ઇંગ્રેજી રાજ્યપદ્ધતિ.

એ રીતે ઇતિહાસ શીખવામાં જે જે બાબતો જોઇએ તે તે બાબતો જલદી યાદ રહે એવે પ્રકારે સાદી, સરળ અને ટૂંકી રીતે આપેલી છે. એટલે ઇતિહાસ એકવાર શીખી ગયા પછી ઉપરની બાબતોનું મનન કરેથી સહેજ ઇતિહાસ યાદ રહી જશે. તેમજ હિંદની ઇંગ્રેજી રાજ્યપદ્ધતિ પણ પબ્લીક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષામાં બેસનાર ઉમેદવારોને માટે ઘણી સરળ અને સાદી તથા ટૂંકી રીતે આપેલી છે.

આ ઇતિહાસની પાંચથી નવ નકલ મંગાવનારને પોસ્ટેજ આપવું નહીં પડે તથા તે ઉપરાંત મંગાવનારને કમીશન આપવામાં આવશે.

આ ઇતિહાસ અમદાવાદમાં મારી પાસેથી અને ઘણુંકરીને બધા બુકસેલરો પાસેથી મળશે. તેમજ પરગામમાં પણ કેટલાક માસ્તરો અને બુકસેલરો પાસેથી મળી શકશે.

**અમદાવાદ** — **મહાશંકર ઇશ્વરભાઇ વ્યાસ.**

[illegible] — ઠે. દરીઆપુર વાડીગામ હાથીશાની પોળમાં.